# वाक्य रचना अने वाक्य पृथक्करण.



કર્ત્તા.
સી. સી, સી, ઍન્ડ જે ની કંપની.

છાપનાર.
છોટાલાલ મુળજીભાઇ તલાટી.

સને ૧૯૦૩. સંવત. ૧૯૬૦.

મુખ્ય એજંટ.
☞ મેનેજર 'ન્યુ' ગુજરાત બુક ડેપો—નડિઆદ.

'ન્યુ' ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ—નડિઆદ.

આવૃત્તિ ૧ લી.

મૂલ્ય રૂ. ૦—૭—૦.

# વાક્ય રચના અને વાક્ય પૃથક્કરણ.



કર્ત્તા.

સી, સી, સી, ઍન્ડ જે ની કંપની.

છપાવનાર.

છોટાલાલ મૂળજીભાઇ તલાટી.

સને ૧૯૦૩. સંવત. ૧૯૬૦.

મુખ્ય એજંટ.

મેનેજર 'ન્યુ' ગુજરાત બુક ડેપો—નડિયાદ.

'ન્યુ' ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ—નડિયાદ.

આવૃત્તિ ૧ લી.

મૂલ્ય. રૂ. ૦—૭—૦.

# अर्पण पत्रिका.

---

મર્હુમ પ્રિન્સિપાલ રાવસાહેબ માધવલાલ
હરિલાલ દેશાઇ, અમારા વિદ્યાગુરૂ હતા.
આ લઘુ ગ્રંથ તેમના તરફથી મળેલી
શિક્ષણ પદ્ધતિની પ્રાસાદીનું ફળ
હોવાથી, તેઓ સાહેબના
અમર કીર્તિને અર્પ-
ણ કરી કૃતાર્થ થ-
ઇયે છીયે.

 લી. સેવક.

કર્તા.

# પ્રસ્તાવના.

---

ઉંચાં ધોરણ ભણનાર વિદ્યાર્થીઓને પણ બરાબર નિબંધ લખતાં આવડતા નથી. તેને માટે મર્હુમ રાવસાહેબ માધવલાલ હરિલાલ દેશાઇ, ઘણી વખત શાળા પત્રમાં ટીકા કરતા હતા; અને મહેતાજીઓને એવું ફરમાવતા હતા કે, વાક્ય રચના અને વાક્ય પૃથક્કરણ બાળકોને બરાબર શીખવવામાં આવે તો નિબંધ લખવામાં થતા દોષો દૂર થાય, અને વ્યાકરણનો પાયો મજબૂત થાય. એવામાં સરકાર તરફથી ત્રીજા ધોરણથી માંડીને છેક સાતમા ધોરણ સુધી વાક્ય રચના અને વાક્ય પૃથક્કરણ શીખવવાનો ધારો થયો. આ ઉપરથી સદહું પુસ્તક તૈયાર કરવાનો અમને ઉત્સાહ થયો. પ્રથમ અમોએ નોટ રૂપમાં લખી વર્ગમાં ચલવવા માંડી, પછી તેમાં આવતી અડચણો અને ખામીઓ દૂર કરી છેવટે છાપી બહાર પાડી છે.

આ પુસ્તક તૈયાર કરવામાં મહિપતરામકૃત, ટેલરકૃત, હરગોવનકૃત, પ્રેમચંદકૃત આદિ બીજાં પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે; તેમજ મહુંમ નવલરામભાઇએ, સને ૧૮૭૭ ની સાલના શાલાપત્રમાં છાપેલી વાક્ય રચનાની નોટનો, તથા મરહુમ રાવસાહેબ માધવલાલભાઇએ, શાળાપત્રમાં આપેલી વાક્ય રચના અને વાક્ય પૃથક્કરણની નોટનો પણ આધાર લેવામાં આવ્યો છે.

| | | |
|---|---|---|
| નડિયાદ. | } | લી૦ સેવક. |
| તા. ૧લી ડીસેમ્બર ૧૯૦૩. | | કર્તા. |

# શિક્ષકોને સૂચના.

શીખવવાની મુખ્ય બે પદ્ધતિ છે; ૧. સૂચક. ૨. વ્યાખ્યાન. નાનાં બાળકોની બુદ્ધિ ખીલવવા માટે સૂચક પદ્ધતિ ઉત્તમ છે. પાંચમા ધોરણ સુધી વાક્ય રચના અને વાક્ય પૃથક્કરણનો વિષય સૂચક પદ્ધતિએ શીખવવો. છઠ્ઠા અને સાતમા ધોરણના વિદ્યાર્થીઓ મોટી ઉમરના હોય છે, તેમને વ્યાખ્યાન પદ્ધતિ વડે આ વિષય ચલાવવો; કેમકે મોટી ઉમરનાને વ્યાખ્યાન પદ્ધતિ લાભકારી છે; એથી થોડા વખતમાં ઘણું કામ થઈ શકે છે.

આ વિષયનું સારૂં ભાન કરવા માટે પાટિયા ઉપર શીખવવો. પછી છોકરાને સ્લેટ પર મનોયત્ન આપવાં; જેથી તેમનું જ્ઞાન પરિપક્વ થશે. આ પુસ્તકમાં જે ઉદાહરણો આપવામાં આવ્યાં છે; તે ઘણાં છે. આ ઉદાહરણો તથા બહારનાં ઉદાહરણો સમજાવી તેમને સામાન્ય નિયમ પર લાવવા.

નડિયાદ. } લી૦ સેવક,

તા. ૧લી ડીસેમ્બર ૧૯૦૩. } કર્ત્તા.

# અનુક્રમણિકા.

## ધોરણ ૩ જું.



## ધોરણ ૪ થું.



## ધોરણ ૫ મું.

## ધોરણ ૬ ઠું.



## ધોરણ ૭ મું.





# वाक्य रचना अने वाक्य पृथक्करण.

## ધોરણ ત્રીજું.

### પાઠ. ૧ લો.

### વાકય, શબ્દ અને અક્ષર વિષે.

એક છોકરાને ઉભો કરી થોડું વંચાવવું.

"કબૂતર તરેહ તરેહનાં થાય છે."

"જંગલી કબૂતર રંગે આસમાની હોય છે."

આ દરેકને વાકય કહે છે. તેમાં "કબૂતર" "તરેહ" "તરેહનાં" "થાય છે," વગેરેને શબ્દ કહે છે. ઘણા શબ્દો મળીને વાકય થાય છે. એક અથવા વધારે શબ્દોથી મનમાં ધારેલો વિચાર પૂરો જણાવાય, ત્યારે વાકય થયું એમ કહીએ છીએ.

દરેક શબ્દ અક્ષરો મળીને થાય છે, તેમાં કોઈ શબ્દ એક અક્ષરથી થાય છે; અને કોઈ શબ્દ ઘણા અક્ષરો મળીને થાય છે. જેમકે, "ગાડવામાંથી ઘી ઢળી ગયું." આ વાકયમાં "ગાડવામાંથી" "ઘી" "ઢળી" "ગયું" એ બધા શબ્દો છે. પહેલો શબ્દ પાંચ અક્ષરનો બન્યો છે, બીજો એકજ અક્ષરનો બન્યો છે, અને ત્રીજો અને ચોથો બબે અક્ષરના બન્યા છે. માટે શબ્દ એક અથવા વધારે અક્ષરો મળીને થાય છે, એટલે એક અથવા વધારે અક્ષરો મળીને કંઇ પણ અર્થ સમજાય તેને શબ્દ કહે છે. એવા એક અથવા ઘણા શબ્દો મળીને વાકય બને છે. જેમકે,–"છોકરો દોડે છે." "છોકરો હમેશાં રોટલી ખાય છે." આ વાકયોમાં બે અથવા વધારે શબ્દો મળીને વાકય થયું છે. કોઈ ઠેકાણે એકજ શબ્દથી અર્થ જણાવાય છે, પણ તે વખતે એકાદ શબ્દ અધ્યાહાર રહી જાય છે. જેમકે, "તું જા" એમાં બે શબ્દ છે. તેને બદલે "જા," એમ પણ બોલીએ છીએ, માટે આ વખતે "જા" એ પણ વાક્ય છે. આ વાક્યમાં "તું" અધ્યાહાર છે, તે સમજી લેવાય છે; માટે એક અથવા વધારે શબ્દો મળી મનમાં ધારેલો પૂરો અર્થ સમજાવાય અથવા સમજાય તેને વાકય કહે છે.

## પાઠ ૨ જો.

### કર્તૃપક્ષ અને વિધાન પક્ષ.

હરકોઇ વાક્યમાં ઓછામાં ઓછા બે ભાગ હોય છે. એક તો જેના વિષે વાત કરીએ છીએ તે. અને બીજો તેના વિષે જે વાત કરીએ છીએ તે. જેમકે,

૧. છોકરો દોડે છે. ૨. વાંદરી આવે છે.

પહેલા વાક્યમાં આપણે "છોકરા" વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે દોડે છે; એવી વાત કરીએ છીએ. બીજા વાક્યમાં આપણે 'વાંદરી' વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે આવે છે; એવી વાત કરીએ છીએ.

ઉપર પ્રમાણે વાક્યમાં ઓછામાં ઓછાં બે વાનાં હોવાં જોઇએ, તેમાંના એકને એટલે વાક્યમાં જેના (જેની) વિષે વાત કરીએ છીએ અથવા વાક્યમાં જે કામ કરે છે તેને **કર્તૃપક્ષ** કહે છે. અને તેના (કર્તૃપક્ષ) વિષે જે કહેવામાં આવે છે તેને **વિધાન પક્ષ** કહે છે. એટલે ઉપર લખેલાંમાંના પહેલા વાક્યમાં 'છોકરો' કર્ત્તા કે કર્તૃ પક્ષ છે, અને દોડે છે એ વિધાનપક્ષ છે. બીજા વાક્યમાં 'વાંદરી' કર્ત્તા (કર્તૃપક્ષ) છે, અને આવે છે એ વિધાનપક્ષ છે. વાક્યમાં ઘણું કરીને પહેલે નંબરે કર્ત્તા (કર્તૃપક્ષ) આવે છે અને બીજે નંબરે વિધાનપક્ષ આવે છે.

---

### મનોયત્ન ૧ લું.

નીચે લખેલાં વાક્યોમાં કર્ત્તા અને વિધાનપક્ષના શબ્દો કયા કયા છે?

૧. ગાડું આવ્યું. ૨. ઘોડો જાય છે. ૩ છોકરૂં રડે છે.
૪. બટુકરામ ઊંઘે છે. ૫. પોપટ ઉડે છે. ૬ ચંદુ આવે છે.
૭. પથરા પડે છે. ૮. વર્ષાદ વરસે છે. ૯. લુગડાં પડ્યાં છે.
૧૦. કૂકડીઓ લઢે છે.

---

### મનોયત્ન ૨ જું.

નીચે લખેલાં વાક્યોમાં કર્ત્તા ગોઠવો?

......આવે છે. ...... ફરતા હતા. ......લાવશે. ...... જતો હતો.
......ખાય છે. ...... નાશે છે. ......આવ્યો. ...... રમે છે.
......ચાલે છે ...... દોડે છે.

---

## મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દો સાથે વિધાનપક્ષ મૂકો ?

ગાય ... ટોપી ... પોપટ ... બકરી ... દૂધ ... બદુક ... છોકરાં ... છૂરી ... ગાડી...

---

## મનોયત્ન ૪ થું.

ડાબી ઓળમાંથી એકેક શબ્દ કર્તૃપક્ષનો અને તેને લાગુ પડતો જમણી ઓળમાંથી એકેક શબ્દ વિધાનપક્ષનો લઈ વાક્યો કરી બતાવો ?

| | | | |
|---|---|---|---|
| ૧. ઘોડો | બરાડે છે. | ૨. માણસ | ભસે છે. |
| ૩. ઉંટ | આવે છે. | ૪. કેરી | દેખાય છે. |
| ૫ ચોપડી | ઉંચી છે. | ૬. કલમ | જડયો. |
| ૭. ટોપી | જાય છે. | ૮. ખડીઓ | ઉડે છે. |
| ૯. ઉંદર | લાવુંછું. | ૧૦. બિલાડી | દોડે છે. |
| ૧૧. સમડી | ખાય છે. | ૧૨. કાગળ | બેઠું છે. |
| ૧૩. પૈસો | ખવાય છે. | ૧૩. ગાડું | વાંચે છે. |
| ૧૫. દિવાસ | ધરુંછું. | ૧૬. ચશ્મા | લાગ્યો. |
| ૧૭. ગામ | પડી ગયો. | ૧૮. રાજા | ખોદે છે. |
| ૧૯. કૂતરો | જુએ છે. | ૨૦. વાઘ | પહેર્યાં છે. |

---

## પરીક્ષાના પ્રશ્ન.

૧. કેટલાંક વાક્યો બોલો ?
૨. દરેક વાક્યના શબ્દ છૂટા પાડી બતાવો ?
૩. વાક્ય એટલે શું ?
૪. વાક્ય શાનાં બનેલાં હોય છે ?
૫. શબ્દ શાના બનેલા હોય છે ?
૬. દરેક વાક્યમાં ઓછામાં ઓછાં કેટલાં વાનાં હોવાં જોઇએ?
૭. કર્તૃપક્ષ કોને કહે છે ?
૮. વિધાનપક્ષ કોને કહે છે ?
૯. કર્તૃપક્ષ અને વિધાનપક્ષ વાક્યમાં કયા ક્રમમાં ગોઠવવામાં આવે છે ?

# ધોરણ ૪ થું.

## પાઠ. ૧ લો.

### કર્તૃપક્ષ અને વિધાનપક્ષ ચાલુ.

પાછલા ધોરણમાં ધોરણ મુજબ નાનાં નાનાં વાક્યો લઇ કર્તૃપક્ષ અને વિધાનપક્ષ વિષે વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ લાંબાં વાક્યોમાં કર્તૃપક્ષ અને વિધાનપક્ષ કોને ગણવાં, તે બતાવ્યું નથી. માટે તેનુ બરાબર વર્ણન નીચેનાં લાંબાં વાક્યોમાં કરવામાં આવ્યું છે.

હરકોઇ વાક્યમાં ઓછામાં ઓછા મુખ્ય બે ભાગ હોય છે. એકતો જેના વિષે વાત કરીએ છીએ તે. બીજો તેનાં વિષે જે વાત કરીએ છીએ તે. જેમકેઃ—

૧. છોકરો દોડે છે. ૨. વાંદરી આવે છે.

પહેલા વાક્યમાં 'છોકરા' વિષે આપણે વાત કરીએ છીએ, અને તેના વિષે **દોડે છે;** એવી વાત કરીયે છીએ. બીજા વાક્યમાં 'વાંદરી' વિષે આપણે વાત કરીએ છીએ, અને તેના વિષે **આવે છે;** એવી વાત કરીએ છીએ.

**એટલે** વાક્યમાં જેના વિષે (જેની) વાત ચાલે છે, અથવા જે કામ કરે છે, તેને **કર્તૃપક્ષ** કહે છે. અને તેના (કર્તૃપક્ષ) વિષે જે બોલવામાં આવે છે તેને **વિધાનપક્ષ** કહે છે. એટલે ઉપરનાં વાક્યોમાં **છોકરો** અને **વાંદરી** એ બન્ને શબ્દો કર્ત્તા (કર્તૃપક્ષ) છે, અને "દોડે છે" "આવે છે" એ **વિધાનપક્ષ છે.**

**૧. લાલ ઘોડો આવે છે. ૨. કાચી કેરી પડી છે.**

પહેલા વાક્યમાં **લાલ ઘોડા** વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે **આવે છે;** એવી વાત કરીએ છીએ. બીજા વાક્યમાં કાચી કેરી વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે **પડી છે;** એવી વાત કરીએ છીએ. માટે **લાલ ઘોડો** અને **કાચી કેરી** એ બન્ને શબ્દો **કર્તૃપક્ષ છે.** અને **આવે છે** તથા **પડી છે** એ શબ્દો **વિધાનપક્ષ છે.**

૧. લાલ ઘોડા ગામ જાય છે. ૨. મોટી ચોપડી ટેબલ પર પડી છે.

પહેલા વાક્યમાં **લાલ ઘોડા** વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે **ગામ જાય છે;** એવી વાત કરીએ છીએ. બીજા વાક્યમાં **મોટી ચોપડી** વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે **ટેબલ પર પડી છે;** એવી વાત કરીએ છીએ. માટે **લાલ ઘોડા** અને **મોટી ચોપડી** એ બન્ને **કર્તૃપક્ષ છે,** અને **ગામ જાય છે** તથા **ટે-**

**બલ પરબ્રપડી છે;** એ બન્ને વિધાનપક્ષ છે.

૧. **આ છોકરો રોટલી હમેશાં ખાય છે.**

૨. **ચંચળ છોકરો પાઠ ઝટ શીખે છે.**

પહેલા વાક્યમાં **આ છોકરા** વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે **રોટલી હમેશાં ખાય છે;** એવી વાત કરીએ છીએ. બીજા વાક્યમાં **ચંચળ છોકરા** વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે **પાઠ ઝટ શીખે છે;** એવી વાત કરીએ છીએ; માટે **આ છોકરો** અને **ચંચળ છોકરો** એ બન્ને કર્તૃપક્ષ છે. અને **રોટલી હમેશાં ખાય છે** તથા **પાઠ ઝટ શીખે છે** એ બન્ને વિધાનપક્ષ છે.

૧. પેલો માણસ સારાં લૂગડાં હમેશાં પહેરે છે.

૨. ડાહી છોડી પોતાનું માથું રોજ ઓળે છે.

પહેલા વાક્યમાં **પેલા માણસ** વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે **સારાં લૂગડાં હમેશાં પહેરે છે;** તે વાત કરીએ છીએ. બીજા વાક્યમાં **ડાહી છોડી** વિષે વાત કરીએ છીએ, અને તેના વિષે **પોતાનું માથું રોજ ઓળે છે;** એ વાત કરીએ છીએ. માટે **પેલો માણસ** અને **ડાહી છોડી** એ બન્ને કર્તૃપક્ષ છે. અને **પોતાનું માથું રોજ ઓળે છે,** તથા **સારાં લૂગડાં હમેશાં પહેરેછે;** એ વિધાનપક્ષ છે. વાક્યમાં ઘણું કરીને પહેલો કર્તૃપક્ષ અને બીજે નંબરે વિધાનપક્ષ આવે છે.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાકયોમાં કર્તૃપક્ષ અને વિધાનપક્ષ બતાવો ?

૧. માણસ બોલે છે.
૨. છોકરો દોડે છે.
૩. બ્રાહ્મણ જનોઇ પહેરે છે.
૪. એ ઇશ્વર તું એક છે.
૫. જગત ઘણું મોટું છે.
૬. બુદ્ધિવાન છોકરો બહુ ભણે છે.
૭. સંતોષી માણસ હમેશાં સુખી રહે છે.
૮. બે બિલાડીઓ એક રોટલી આજ લાવી.
૯. સાગનું લાકડું બહુ ઉપયોગી છે.
૧૦. ધનજીભાઈ શેઠ બહુ પૈસાદાર છે.
૧૧. લાલભાઇ વકીલ બહુ ભલા છે.
૧૨. નાનાં છોકરાં કાગળની સાદડીઓ રોજ ગુંથે છે.
૧૩. નાનાં બાળક હમેશાં રમે છે.
૧૪ છોકરાએ હમેશાં નિશાળે જવું જોઇએ.
૧૫ મહેતાજી રોજ ભણાવે છે.

---

## મનોયત્ન ૨ જું.

### નીચે લખેલાં વિધાનપક્ષની પહેલાં કર્તૃપક્ષ ગોઠવો?

૧. ........ આવે છે. ૨. ..........જાય છે ૩. ......દર ખોદે છે.
૪. .........ચાલે છે. ૫. .........રમે છે. ૬. ......ફરતા હતા.
૭. .........નાસે છે. ૮. .........કૂદે છે. ૯. ......નાચે છે.
૧૦. .......ચોપડી વાંચે છે.

---

## મનોયત્ન ૩ જું

### નીચે લખેલા કર્તૃપક્ષના શબ્દો સાથે વિધાનપક્ષ વાપરો?

૧. ગાય...... ૨. છોકરો...... ૩. પોપટ...... ૪. લાકડી......
૫. સારો માણસ......૬. ટોપી...... ૭. પાટી...... ૮. કાળી પેન....
૯. આ ચોપડી......... ૧૦. મોટી ખુરશી.........

---

## મનોયત્ન ૪ થું.

### નીચે લખેલી કર્તૃપક્ષ અને વિધાનપક્ષની ઓળોમાંથી એકેક કર્તૃપક્ષ અને એકેક વિધાનપક્ષ લઇ વાકયો રચો ?

| | |
|---|---|
| માણસ | હમણા વરસેછે. |
| ઘોડો | આકાશમાં ઉડે છે. |
| વરસાદ | આવે છે. |
| ચકલી | પૈસાદાર છે. |
| નાનાં છોકરાં | બહુ દોડે છે. |
| ધનજીભાઇ શેઠ | પડયું છે. |
| મોટાં માશી | આવ્યાં છે. |
| લીમડાનું લાકડું | કઠણ હોય છે. |
| મણીલાલ | રોજ નહાય છે. |
| મોટું પાટીઉ | બહુ રમે છે. |

---

## મનોયત્ન ૫ મું.

**નીચેના શબ્દોમાંથી કર્તૃપક્ષ અને વિધાનપક્ષ લઇ વાક્યો રચો ?**

જાય છે, લલ્લુ, ઉગે છે, પાકે છે, માખી, લીલો પોપટ, કાચી કેરી, બધાં અનાજ, રોજ ઉડે છે, ફળ ખાય છે.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. થોડાં વાક્યો બોલો ?
૨. તે દરેક વાક્યના શબ્દ બોલી બતાવો ?
૩. વાક્ય એટલે શું ?
૪. વાક્ય શેનાં બને છે ;
૫. શબ્દ શેના બને છે ?
૬. વાક્યમાં ઓછામાં ઓછાં કેટલાં વાનાં જોઇએ ?
૭. કર્તૃપક્ષ કોને કહે છે ?
૮. વિધાનપક્ષ કોને કહે છે ?
૯. કર્તૃપક્ષ વાક્યમાં ક્યાં મૂકાય છે ?
૧૦. વિધાનપક્ષ વાક્યમાં ક્યાં મૂકાય છે ?
૧૧. શબ્દની વ્યાખ્યા આપો ?
૧૨. કર્તૃપક્ષ અધ્યાહાર હોય એવાં વાક્યો બોલો ?

ટીપ—નામ અને ક્રિયાપદ આવે એવાં ટૂંકાં વાક્યો લેવાથી છોકરાઓ ફક્ત એકલા ક્રિયાપદનેજ વિધાનપક્ષ સમજે, માટે અહીંઆં લાંબાં વાક્યો લેઈ વિધાનપક્ષનો ખરો ખ્યાલ છોકરાના મગજમાં ઉતરે; એ હેતુથી કર્ત્તાને લાંબાં વાક્યો લેવાની જરૂર પડી છે. વળી લાંબાં વાક્યોનું પૃથક્કરણ કર્યા પછી વિધાનપક્ષમાંથી કર્મ છૂટું પાડતાં શીખશે. ચોપડીમાં ટૂંકાં વાક્યો બહુ મળી શકતાં નથી, માટે લાંબાં વાક્યોનું પૃથક્કરણ કરવું સહેલું પડશે.

---

## પાઠ ૧ લો. અ.

### કર્મ વિષે.

પાછલા ધોરણમાં આપણે કર્તૃપક્ષ અને વિધાનપક્ષની વાત કરી છે. હવે તે કરતાં નવું અહીં શીખવાનું છે.

૧. છોકરો દોડે છે.   ૨. છોકરો રોટલી ખાય છે.

પહેલા વાક્યમાં છોકરો કર્તૃપક્ષ અને દોડે છે એ વિધાનપક્ષ છે. બીજા વાક્યમાં છોકરો કર્તૃપક્ષ અને રોટલી ખાય છે એ વિધાનપક્ષ છે.

હવે છોકરો રોટલી ખાય છે, તેમાં રોટલી ખાય છે તે વિધાનપક્ષ ગણીએ છીએ. પણ આ વાકયમાં ત્રણ વિભાગ પડી શકે છે, છોકરો એ કર્તૃપક્ષ છે. હવે છોકરે ક્રિયા શી કરી અને તે કોનાપર કરી એ સવાલ ઉત્પન્ન થાય છે. તો આપણે કહીએ કે છોકરે ખાવાની ક્રિયા કરી, અને તે ક્રિયા રોટલી ઉપર કરી; માટે વિધાનપક્ષના બે ભાગ પાડી શકાય. એકતો કર્ત્તૃપક્ષે શી ક્રિયા કરી તે. અને તે ક્રિયા કોના ઉપર કરી તે. એટલે ઉપરના વાકયમાં વિધાનપક્ષના બે ભાગ પડયા. તેમાંના પહેલા વિભાગને કર્મ અને બીજાને વિધાનપક્ષ કહે છે. એટલે રોટલી કર્મ અને ખાય છે એ વિધાનપક્ષ છે. વિચાર કરતાં જણાય છે કે કર્મ સકર્મક ક્રિયાપદમાં આવવું જોઇએ, અકર્મક ક્રિયાપદમાં આવેજ નહિ; માટે સકર્મક ક્રિયાપદમાં વાકયના ત્રણ ભાગ પડે છે. (૧) કર્તૃપક્ષ (૨) કર્મ અને (૩) વિધાનપક્ષ છે. પણ અકર્મક ક્રિયાપદમાં કર્ત્તૃપક્ષ અને વિધાનપક્ષ એ બેજ ઓછામાં ઓછા ભાગ હોય છે.

કોઇ વખત સકર્મક ક્રિયાપદ હોય છે, પણ કર્મ સ્પષ્ટ જણાતું નથી; તો તે વખતે જાણવું કે કર્મ અધ્યાહાર છે. જેમકેઃ— છોકરો ખાય છે.

આ વાકયમાં છોકરો કર્તૃપક્ષ અને ખાય છે એ વિધાનપક્ષ છે. ક્રિયાપદ સકર્મક છે પણ કર્મ આવ્યું નથી, માટે જાણવું કે કર્મ અધ્યાહાર છે. ઉપરના વાકયમાં છોકરે શું ખાધું તો જવાબ દઇએ કે લાડુ, દાળભાત, રોટલી, કે ગમે તે ખાધું, માટે લાડુ, દાળભાત, રોટલી કે ગમે તે કર્મ છે. એટલે ખરૂં જોતાં સકર્મક ક્રિયાપદમાં કર્મ હોયછે પછી તે હાજર હોય કે ન હોય. સકર્મક ક્રિયાપદમાં વાકયનો પૂરો અર્થ કરવાને કર્મ મૂકાય છે પણ અકર્મક ક્રિયાપદમાં કર્મ હોતુંજ નથી.

૧. આ માણસ ઉન્હી રોટલી રોજ ખાય છે.
૨. સારો છોકરો પોતાની ચોપડી રોજ સાચવે છે.

પહેલા વાકયમાં આ માણસ કર્ત્તૃપક્ષ છે. રોજ ખાય છે એ વિધાનપક્ષ છે. અને ઉન્હી રોટલી એ કર્મ છે. બીજા વાકયમાં સારો છોકરો કર્ત્તૃપક્ષ, પોતાની ચોપડી કર્મ અને રોજ સાચવે છે, એ વિધાનપક્ષ છે.

ઉપરનાં વાકયોમાં તથા એવાં બીજાં વાકયોમાં તપાસ કરતાં વાકયની રચનામાં ઘણું કરીને પહેલે નંબરે કર્ત્તૃપક્ષ, બીજે નંબરે કર્મ, અને ત્રીજે નંબરે વિધાનપક્ષ આવે છે, વિધાનપક્ષમાં ક્રિયાપદ હોય છે; માટે વિધાનપક્ષને ક્રિયાપક્ષ પણ કહે છે.

વળી આપણે જોયું કે કર્તૃપક્ષ અને વિધાનપક્ષ એ બે સિવાય પૂરૂં વાકય બને નહિ. કેટલેક ઠેકાણે કર્ત્તૃપક્ષ કે વિધાનપક્ષ અધ્યાહાર હોય છે એટલે તેઓ હાજર હોતા નથી. જેમકે, વાંચો? જાઓ? ખા? બેસ? આમાંના પહેલાં બેમાં ' તમે'

અને બીજી એમાં 'તું' અધ્યાહાર છે. આવે ઠેકાણે તમે અને તું અધ્યાહાર કર્તૃપક્ષ છે. **હાળતણી અતિ સુંદર જાત** આમાં 'હતી' અધ્યાહાર છે અને તે વિધાનપક્ષ છે. આપ ભલા તો જગ ભલા. હાથે તે સાથે. તળ્યા ચણાનો સ્વાદ અપાર—આ બધાં વાકયોમાં વિધાનપક્ષનો અધ્યાહાર છે.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાકયોમાંથી કર્ત્તા, કર્મ અને વિધાનપક્ષ શોધી કાઢો ?

આ ચંદુ પુસ્તક લખે છે.
મેં ઉન્હી રોટલી હમણાં ખાધી.
બિલાડી એક રોટલો લાવી.
છોકરો કલમ ઘડે છે.
આ બળદ હળ ખેંચે છે.
ગધેડાં ભાર હમેશાં વહે છે.
પેલી ચકલી તરણાં લાવે છે.
લખી સારાં રમકડાં આજે લાવી.
હુ કામ કરૂછું.
છોકરો પાણી લાવે છે.

---

## મનોયત્ન ૨ જું.

### નીચેનાં વાકયોમાં કર્મ મુકી બતાવો ?

સારો સુતાર ... ... ...ઘડે છે.
આ છોકરો ... ... ...મંગાવે છે.
લોકો ... ... ...ખાતા હતા.
મંગુ ... ... ...રોજ વાંચે છે.
ચંદુ ... ... ...ઉડાડે છે.

---

## મનોયત્ન ૩ જું.

### નીચેનાં વાકયોમાં વિધાનપક્ષ મૂકો ?

| | | | | |
|---|---|---|---|---|
| સારો છોકરો | ચોપડી | ... | ... | ... |
| માણસ | કામ | ... | ... | ... |
| ખરાબ છોકરે | આ સ્લેટ | ... | ... | ... |

---

## મનોયત્ન ૪ થું.

### નીચેનાં વાકયોમાં કર્ત્તા પૂરો કરો?

| | | |
|---|---|---|
| ... ... ... | કામ | કરે છે. |
| ... ... ... | સારી ચોપડી | વાંચે છે. |
| ... ... ... | લીલું ઘાસ | ચોમાસામાં હમેશાં ખાય છે |

---

## મનોયત્ન ૫ મું.

### પહેલી ઓળમાંથી એક કર્ત્તા, બીજીમાંથી કર્મ અને ત્રીજીમાંથી વિધાનપક્ષ લઇ વાકયો બનાવો?

| | | |
|---|---|---|
| આ બળદ | લાકું | લાવે છે. |
| રાજા | હર | ખેંચે છે. |
| કીડીઓ | ઘોડો | ખાય છે. |
| મગનલાલ | ગાડું | ખોદે છે. |
| માણસ | ચોપડી | આણી ગોખ્યો. |
| બટુકરામ | જૂઠું | આણી લાગ્યો. |

---

## મનોયત્ન ૬ ઠું.

નીચેના શબ્દોમાંથી એક કર્ત્તા, કર્મ, અને વિધાનપક્ષ લઇને વાકયો બનાવો?

છોકરો, લોધી, ચોપડી, છોકરે, ફાડે છે, વાંચે છે, કાગળ, રોટલી, છોડી, બાળવે છે, છોકરા, બચ્ચાં, કૂકડી, કમાડ, ખાય છે, પકડે છે, મરઘી.

### પરીક્ષાના પ્રશ્ન.

૧ ક્રિયાપક્ષ એટલે શું ?

૨ કયા ક્રિયાપદમાં કર્મ આવે છે ?

૩ વાક્યમાં કર્ત્તા, કર્મ, અને વિધાનપક્ષ કયા અનુક્રમમાં આવે છે ?

૪ વિધાનપક્ષના કેટલા ભાગ પડયા ?

# પાઠ ૨ જો.

## વાકય પૃથક્કરણ અને રચના.

ગયા પાઠમાં આપણે વાકયના ત્રણ ભાગની વાત કરી. કર્ત્તા, કર્મ, અને ક્રિયાપદ. બાકીના ભાગોની વાત આગળ કહેવામાં આવશે. આ પાઠમાં વાકયના ભાગ જુદા કરી તેમનો એક બીજા વચ્ચેનો સંબંધ દેખાડવો તેને વાકયનું પૃથક્કરણ કહેછે. "કુંભાર વાસણ પકવે છે" એ વાકયમાં "કુંભાર" કર્ત્તા, "વાસણ કર્મ, અને "પકવે છે" એ વિધાનપક્ષ છે. આવી રીતે ભાગ કરી વાકયમાં દરેક શબ્દ શું કામ કરેછે, તે જુદું જુદું બતાવવું તેને વાકયનું પૃથક્કરણ કર્યું એમ કહે છે. "કીડા," "પાંદડાં," "ખાયછે," એવા છુટા ભાગો એકઠા કરી "કીડા પાંદડાં ખાય છે." એવી રીતે આખું વાકય બનાવીએ તેને વાકય રચના કહે છે. આ પાઠમાં આપણે હર વખત વાકયનું પૃથક્કરણ અને રચના કરવાં પડશે.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરી બતાવો?

૧ કુતરો રોજ ભસે છે.
૨ ઘોડો હમણા હણ હણે છે.
૩ ગાય લીલું ઘાસ ખાય છે.
૪ ચંદુ બરુની લેખણ ઘડે છે.
૫ છોકરો કામ ઘેર કરે છે.
૬ સરજ્યો તેં સંસાર.
૭ ભગુએ સારી વાત સાંભળી.
૮ માણસે પોપટ પાળ્યો.
૯ ચોરોએ માર માર્યો.
૧૦ છોકરાં દેડકાંને મારે છે.
૧૧ છોકરે પગ કાપી નાંખ્યો.
૧૨ કરોળીઆ જાળ બનાવે છે.
૧૩ મણીલાલે રોટલી ખાધી.
૧૪ ચકલી દાણા લાવી.

---

## મનોયત્ન ૨ જું.

### નીચે લખેલા શબ્દોવડે નાનાં વાકયો બનાવો?

મોટો પોપટ, પાળ્યો, છોકરે, ચોરોએ. માર્યો, માર ખાય છે, લીલું ઘાસ, ગાય, કામ કરે છે, છોકરો, લેખણ, રોજ ઘડે છે, ચંદુ.

**પરીક્ષાના પ્રશ્નઃ**

૧. વાક્યનું પૃથક્કરણ કોને કહે છે?
૨. વાક્ય રચના કોને કહે છે?



## પાઠ ૩ જો.

### કર્ત્તા અને કર્મ તરીકે વપરાતા શબ્દો.

**૧** અત્યાર સુધી આવેલાં વાક્યો તપાસવાથી માલૂમ પડ્યું હશે, કે કર્ત્તા અને કર્મ તરીકે મુખ્યત્વે કરીને **નામ** વપરાય છે.

૧. **છોડી** આવે છે.
૨. **છોડી ચોપડી** લે છે.

એમાં કર્ત્તા અને કર્મ બંને નામ છે.

બીજા કેટલાક પ્રકારના શબ્દો **નામની પેઠે** વપરાય છે, તેથી તે પણ કર્ત્તા કે કર્મ થઇ શકે છે જેમકે,—

**૨** નામની જગાએ **સર્વનામ** આવે છે, તેથી તે પણ કર્ત્તા કે કર્મ થઇ શકે છે, જેમકેઃ—

૧. **તે** આવે છે. ૨. **તમે તેમને** બોલાવજો, ઇત્યાદિ.

**૩** નામની જગ્યાએ વિશેષણો પણ વપરાઈ કર્ત્તા અને કર્મ બને છે. જેમકે,

૧ **આંધળો** આવે છે. ૨ **હું આંધળાને** બોલાવુછું.

**૪** કૃદંતો પણ નામની જગ્યાએ વપરાઇ કર્ત્તા કર્મ બને છે. જેમકે,

૧. **રમવું** સરળ છે.
૨. તેના પગમાં **ફાટેલું** છે.
૩. પક્ષીને **ઊડતાં** આવડે છે.
૪. **ધોનારને** તમે બોલાવજો.

આ રીતે (૧) **નામ** અને (૨) **નામની પેઠે વપરાતા શબ્દો** જેવાકે (સર્વનામ, વિશેષણ, અને કૃદન્ત) કર્ત્તા કે કર્મ થઇ શકે છે.



## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાકયોમાં કર્તા અને કર્મ તરીકે કઇ કઇ જાતના શબ્દો વપરાયા છે, તે પૃથક્કરણ કરી સમજાવો:—

| | |
|---|---|
| ૧. છોકરો છે. | ૨. ડાહ્યો આવ્યો. |
| ૩. તે હલાવ્યો હાલે છે. | ૪. મને ફરવું ગમે છે. |
| ૫. તને તરતાં આવડે છે. | ૬. તેણે છોકરાને માર્યો. |
| ૭. સર્વ બેઠા છે. | ૮. અહીંથી કોણ ગયો. |
| ૯ મેં રંગનારને બોલાવ્યો. | ૧૦. હું સર્વેને મારેશ. |
| ૧૧. તેણે ચોરને શિક્ષા કરી. | ૧૨. તેણે તેને પૈસા આપ્યા. |
| ૧૩. તું હઠીલાને બોલાવ. | ૧૪. મેં ચોપડી બનાવનારને બોલાવ્યો. |
| ૧૫. તું મારે માટે ખાવાનું લાવજે. | ૧૬. તેને હરતાં ફરતાં આવડે છે. |
| ૧૭. હું જનારને બોલાવું છું. | ૧૮. તેણે મુએલાને માર્યો. |
| ૧૯. ચંદુએ મરતાને પીડયો. | ૨૦. મેં સાંભળેલું કહ્યું. |
| ૨૧. તે તો સઘળાં તેં રચ્યાં. | ૨૨. ઘણો તો ગવાળો ભરે જેમ ઘેલો. |
| ૨૩. રહે ઠોઠ ડાહ્યો. | ૨૪. ડાહ્યો ઠોઠ નિશાળે જાય. |
| ૨૫. બહુ નિર્ધન નજરે પડે. | ૨૬. જૂઠું બોલે જે કદી. |

---

## મનોયત્ન ૨ જું.

કર્તા તરીકે નામ, સર્વનામ, વિશેષણ અને કૃદંત આવે એવાં દશ દશ વાકય રચો?

---

## મનોયત્ન ૩ જું.

કર્મ તરીકે નામ, સર્વનામ, વિશેષણ અને કૃદંત આવે એવાં બાર વાકયો રચો?

---

## મનોયત્ન ૪ થું.

નીચેના શબ્દો પરથી વાકયો રચો?

એ, કોણે, તે, શીખવે છે, સઘળું, આપણને, આપ્યું, છોકરાને, બોલતાં.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. ઘણું કરીને કયા પ્રકારના શબ્દો કર્ત્તા કે કર્મ બને છે ?

૨. નામની પેઠે બીજી કઈ જાતના શબ્દો કર્ત્તા કે કર્મ બને છે ?

૩. આ બીજી જાતના શબ્દો શા માટે તે કામ કરે છે ?



## પાઠ ૪ થો.

### કર્ત્તાનો વધારો વિશેષણોથી.

ગયા પાઠમાં આપણે કર્ત્તા, કર્મ અને વિધાનપક્ષની વાત કરી. ઘણી વખત કર્ત્તા વિષે કંઇ વધારે કહેવાની જરૂર પડે છે.

" ગાય આવી. "

આ વાક્યમાં " કઇ ગાય " એવો સવાલ ઉઠે છે, ત્યારે ગાયને ઓળખાવવાને

" ધોળી ગાય આવી "

એમ કહેવાની જરૂર પડે છે. એજ રીતે નીચેનાં વાકયોમાં થાય છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ | **એક** | છોકરો | જાય છે. |
| ૨ | **આ** | ગાય | આવી. |
| ૩ | **પેલો** | માણસ | ગયો. |
| ૪ | **કોઇ** | છોકરો | દોડયો. |
| ૫ | **નાની** | છોડી | જાય છે. |
| ૬ | **બે** | છોકરા | આવે છે. |

આ વાકયોમાં **એક, આ, પેલો, કોઇ, નાની, બે,** એ શબ્દો **છોકરો, ગાય, માણસ, છોકરો, છોડી, છોકરા,** એ કર્ત્તાઓને ઓળખાવે છે, અથવા તેમના અર્થમાં વધારો કરે છે; માટે તેમને **કર્ત્તાનો વધારો** કહે છે. વાકય રચનામાં કર્ત્તાનો વધારો પહેલો અને પછી કર્ત્તા મૂકવામાં આવે છે. ઉપર બતાવેલા કર્ત્તાનો વધારો કરનારા શબ્દો તપાસવાથી માલૂમ પડશે કે ઘણુ કરીને તેઓ વિશેષણ છે, માટે કર્ત્તાનો વધારો મુખ્યત્વે કરીને વિશેષણ કરે છે.



## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરી બતાવો?

૧ ઠંડો પવન વાય છે.
૨ એક કૂતરો હતો.
૩ બે બિલાડીઓ આવી.
૪ એ નાની છોડીઓ જાય છે.
૫ એ મૂર્ખ નાની છોડીઓ આવેછે.
૬ ચાર નાના છોકરા દોડે છે.
૭ કાળી ગાય દોડી.
૮ હોશિયાર છોકરો આવ્યો.
૯ આ મોટી નિશાળ છે.
૧૦ સારી ચોપડીઓ શોભાય.
૧૧ શોભા સઘળી જાય.
૧૨ પીડાય પ્રાણી બાપડો.
૧૩ દુઃખી કોણ થાતુ.
૧૪ બુન્યાં ભલાં ઘરબાર.

---

## મનોયત્ન ૨ જું.

### નીચેનાં વાક્યોમાં કર્તાનો વધારો કરી બતાવો?

૧ ગાયો આવી.
૨ વાંદરાં ફળ ખાય છે.
૩ ઘેટાં ચરે છે.
૪ કૂતરો ભસતો હતો.
૫ છોકરો દોડે છે.
૬ બકરાં ઘાસ ખાય છે
૭ બિલાડીએ દૂધ ઢોળી નાંખ્યું.
૮ લડનુએ પાવડાં આણ્યાં.
૯ કીડીઓ ગોળ ખાય છે.
૧૦ વછેરા કૂદ્યા.

---

## મનોયત્ન ૩ જું

### નીચેના શબ્દો લઇ નાનાં વાક્યો બનાવો?

ગાય, કાળી, દોડી, પવન, ઠંડો, વાય છે, આ, નિશાળ, મોટી છે, રોટલો, લાવી, બે, બિલાડી, કૂતરો, એક, હતો.

---

### પરીક્ષાના પ્રશ્ન

૧. કર્તાનો વધારો કોને કહે છે ?
૨. એ વધારાની શી જરૂર છે ?
૩. તેમનો આવવાનો ક્રમ કેવી રીતનો છે ?

## પાઠ ૫ મો.

### કર્મનો વધારો વિશેષણોથી.

જેમ કર્તાને ઓળખાવવાને અથવા તેના અર્થમાં કંઇ વધારેપણું બતાવવાને તેનો વધારો કરવો પડે છે, તેમ કર્મને ઓળખાવવાને માટે અથવા તેના અર્થમાં કંઇ વધારેપણું બતાવવાને વધારો કરવાની જરૂર પડે છે જેમકેઃ—

૧. ચદુ ચાર પૈસા લાવ્યો. ૨. છોકરે ખોટું કામ કર્યું.

પહેલા વાકયમાં " કેટલા પૈસા " એવો સવાલ ઉઠે છે ત્યારે " ચાર " એમ કહીએ છીએ. બીજા વાકયમાં " કેવું કામ " એ જાણવા માટે " ખોટું કામ " એમ કહેવામાં આવે છે. એજ મુજબ નીચેનાં વાકયોમાં થાય છે.

૧. લલ્લુ ધોળી ગાય લાવ્યો. ૨. મે એક વાત કહી.

૩. છોકરાં સારી રમત કરે છે.

આ વાકયોમાં **ધોળી, એક, સારી,** એ કર્મનો વધારો કરે છે.

વાકયમાં ઘણું કરીને કર્મનો વધારો કર્મની પહેલાં મૂકવામાં આવે છે. ઉપર કર્મનો વધારો કરનાર શબ્દો તપાસવાથી જણાશે કે તે ઘણુ કરીને વિશેષણો છે, માટે કર્મનો વધારો કરનાર શબ્દો ઘણું કરીને વિશેષણ હોય છે.

---

### મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરો ?

૧. એણે વહાલાભાઇને છેતર્યો.
૨. ચદુએ ઘણી સારી ચોપડી લખી.
૩. હું બે ઘરડી ગાય લાવ્યો.
૪. મે ઘણો સારો પોપટ પાળ્યો.
૫. નાની બેને પડસ લાડુ ખાધો.
૬. કીનારીવાળા પ્રભુદાસે ઘણો સારો. ઇતિહાસ બનાવ્યો.
૭. બે મૂર્ખ નાના છોકરાએ ઘણુ ખોટું કામ કર્યું.
૮. નાનું મગતરૂં ઘણા મોટા હાથીને હરાવે છે.
૯. રચના છે રૂડા છંદ દલપતરામે.
૧૦. ખત્તા પણાક ખાય તો.
૧૧. તે સમજે નહિ સઘળો સાર.
૧૨. ભલી જોડણી તે નહિ જોડી જાણે.
૧૩. કામ તેવાં તે કરશે.
૧૪. જુઓ ભાઈ આ મોટાં ઝાડ.
૧૫. જાણી વાતો જે કરે.

## મનોયત્ન ૨ જું.

### નીચેનાં વાકયોમાં કર્મનો વધારો કરો?

૧. મગનલાલ લાડુ વાળે છે.
૨. એણે રોટલી વણી.
૩. કબૂતરે પાણી પીધું.
૪. હું પૂલ જોવા ગયો હતો.
૫. લોકો બાજરી ખાય છે.
૬. મેં કામ કર્યું.
૭. તમે ચોપડી લખી.
૮. ઘોડો ચંદી ખાય છે.
૯. મજુર ભાર વહે છે.
૧૦. રાજા શત્રુને જીતે છે.

---

## મનોયત્ન ૩ જું.

### નીચેના શબ્દોથી કર્મનો વધારો થાય એવાં વાકયો રચો?

ગધેડાં, આ, વૈતરૂં, તમે, આ, બહુ, ભાગો, મોટા, હરાવ્યો, કરે છે, ભારી, મેં, સાંઠીઆને, છોકરે, કર્યું, કામ, ગાળો, બહુ, ભૂંડી, મારૂં, પોપટ, દે છે.

### પરીક્ષાના પ્રશ્ન.

૧. કર્મનો વધારો એટલે શું ?
૨. એ વધારાની શી જરૂર છે ?
૩. તેમનો આવવાનો ક્રમ કેવી રીતનો છે?

---

## પાઠ ૬ ઠ્ઠો.

### વિધાનપક્ષનો વધારો.

જેમ કર્ત્તા અને કર્મના અર્થમાં વધારો કરવામાં આવે છે, તેમ વિધાનપક્ષના અર્થમાં પણ વધારો થઇ શકે છે. વિધાનપક્ષનો વધારો વિધાનપક્ષને ઓળખાવે છે, અથવા તેના અર્થમાં કાંઈ વધારેપણું બતાવે છે.

ચંદુ ગયો.

એ વાક્યમાં "ક્યાં ગયો," "ક્યારે ગયો," કેવી રીતે ગયો," ઇત્યાદિ સવાલો ઉઠે છે, ત્યારે આપણે કહીએ છીએ કે,

૧. ચંદુ **ગામમાં** ગયો.
૨. ચંદુ **ત્યાં** ગયો.
૩. ચંદુ **હમણાં** ગયો.
૪. ચંદુ **સવારે** ગયો.
૫. ચંદુ **ચાલીને** ગયો.
૬. ચંદુ **ઉતાવળો** ગયો, વગેરે.

આ વાક્યોમાં **ગામમાં, ત્યાં, હમણાં, સવારે, ચાલીને, ઉતાવળો,** એ શબ્દો **ગયો** એ વિધાનપક્ષના અર્થમાં વધારો કરે છે, તેથી તેમને **વિધાનપક્ષનો વધારો** કહે છે. નીચેનાં વાક્યોમાં પણ વિધાનપક્ષનો વધારો કરવામાં આવ્યો છે:—

૧. એક છોડી **આજ શહેરમાં** ગઇ.
૨. સિંહ **ઉતાવળો ઉતાવળો** દોડ્યો.
૩. હું **પાછળ** પડ્યો.
૪. તે **બહાર** આવ્યો.
૫. હું **દોડતો** આવ્યો.
૬. અંબુ **વહેલો** આવ્યો, ઇત્યાદિ.

ઘણું કરીને વાક્ય રચનામાં વિધાનપક્ષની પહેલાં તેનો વધારો મૂકવામાં આવે છે.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરી બતાવો?

૧. ચંદુ આજ ગયો.
૨. ગોર મહારાજ કાલે પધારજો.
૩ હું આજ ત્યાં જઇશ.
૪. ભગુ બાણ પાસ થયો.
૫. તે મીઠું બોલે છે.
૬. મોહને મહેતાજીની શિખામણ માની નહિ.
૭. ન ધારે ગુરૂજી કહે તેજ ધારો.
૮. તે જલદી આવ્યો.
૯. હું ગામમાં ગયો.
૧૦. લલ્લુ બેસી ગયો.
૧૧. અંબાલાલ અહિં છે.
૧૨ પ્રાગજી કાલે આવશે.
૧૩. હું મોડો ઉઠ્યો.

---

## મનોયત્ન ૨ જું.

### નીચેનાં વાક્યોમાં વિધાનપક્ષનો વધારો કરો?

૧. હું જતો હતો.
૨. ગાડી આવી.
૩. ઘંટો વાગ્યો.
૪. બધુ ઉતર્યાં.
૫. સાહેબ આવ્યા હતા.
૬. એ વાંદરા પડે છે.
૭. હુ પડ્યો.
૮. તમે આવશો?
૯. તમે વઢી પડ્યા.
૧૦. મે કમાડ વાસ્યું.

---

## મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દોમાંથી વિધાનપક્ષનો વધારો થાય એવાં ટૂંકાં વાક્યો બનાવો?

છોકરાં, રોજ, તે. હું, આમ, બોલે છે, દુઃખ, સાચું, પામે છે, આવુંછું, નીચું, કેશવલાલે, આજ, તારી, હમણાં, જોયું, આખર, વધી, નીચે, ઉતરી, જઇશ, વાંદરી, કાલે.

## પરીક્ષાના પ્રશ્ન.

૧. વિધાનપક્ષનો વધારો એટલે શું ?

૨. તે વધારાની શી જરૂર છે ?

૩. તેનો ક્રમ ઘણું કરીને શો હોય છે?

---

## પાઠ ૭ મો.

### વાક્યના ભાગો; પૃથક્કરણનો નમૂનો.

આપણે ત્રીજા ધોરણમાં શીખી ગયા, કે કર્તા અને વિધાનપક્ષ એ બે વિના વાક્ય બની શકે નહિ; દરેક વાક્યમાં ઓછામાં ઓછાં એ બે વાનાં હોવાં જોઇએ.

ચંદુ આવે છે

એ વાક્યમાં કર્તા અને વિધાનપક્ષ એ બે વાનાંજ છે.

આવ.

એ વાક્યમાં વિધાનપક્ષ ઉઘાડું દેખાય છે, અને કર્તા "તું" હાજર નથી, છતાં તે અધ્યાહાર છે; અને આપણે તે સમજી શકીએ છીએ. એટલે તેમાં પણ કર્તા અને વિધાનપક્ષ એ બે વાનાં છે એમ ગણાય છે.

આપણે વળી જોયું કે વાક્યમાં વધારેમાં વધારે છ ભાગ હોઇ શકે છે, જેવાકેઃ—

| | |
|---|---|
| ૧. કર્તા. | ૪. કર્તાનો વધારો. |
| ૨. કર્મ. | ૫. કર્મનો વધારો. |
| ૩. વિધાનપક્ષ. | ૬. વિધાનપક્ષનો વધારો. |

નીચેના વાક્યમાં છ એ ભાગ જોવામાં આવે છેઃ—

એક માણસ અહિંથી બે ચોપડીઓ લે છે.

**એક** એ કર્તાનો વધારો છે, **માણસ** કર્તા છે, **અહિંથી** વિધાનપક્ષનો વધારો છે, **બે** કર્મનો વધારો છે, **ચોપડીઓ** કર્મ છે, અને **લેછે** એ વિધાનપક્ષ છે.

બધાં વાક્યોમાં છએ ભાગ હાજર હોવાની જરૂર નથી; કોઈ વાક્યમાં બધા હોય અને કોઇમાં ઓછા પણ હોઈ શકે છે. ઉપર બતાવ્યા પ્રમાણે દરેકમાં ઓછામાં ઓછા

કર્તા અને વિધાનપક્ષ એ બે ભાગ તો હોવાજ જોઇએ, અને કોઇ વાક્યમાં તેથી વધારે હોય. વધારેમાં વધારે ઉપર પ્રમાણે છ ભાગો હોઇ શકે છે. આ વાતનો ખુલાસો નીચેનાં વાક્યોથી થશેઃ—

**૧. ઘોડા ખાય છે:**—એમાં કર્તા અને વિધાનપક્ષ એ બે વાનાં છે.

**૨. ઘોડા ઘાસ ખાય છે:**—એમાં ક-ર્તા, કર્મ, અને વિધાનપક્ષ એ ત્રણ વાનાં છે.

**૩. પેલો ઘોડા ઘાસ ખાય છે:**—એમાં ક-ર્તાનો વધારો, ક-ર્તા, કર્મ, અને વિધાનપક્ષ એ ચાર વાનાં છે.

**૪. પેલો ઘોડા લીલું ઘાસ ખાય છે:**—એમાં ક-ર્તાનો વધારો, ક-ર્તા, કર્મનો વધારો, કર્મ, અને વિધાનપક્ષ એ પાંચ વાનાં છે.

**૫. પેલો ઘોડા લીલું ઘાસ અત્યારે ખાય છે:**—એમાં ક-ર્તાનો વધારો, ક-ર્તા, કર્મનો વધારો, કર્મ, વિધાનપક્ષનો વધારો, અને વિધાનપક્ષ એ છએ ભાગ હાજર છે.

વાક્યોનું પૃથક્કરણ નીચેના નમુના પ્રમાણે કરવું ઠીક પડશેઃ—

૧. વાક્યઃ—"પેલો ઘોડો અત્યારે લીલું ઘાસ ખાય છે."

૧. પેલો—કર્તા (૨) નો વધારો.
૨. ઘોડો—ક-ર્તા (૬) નો.
૩. અત્યારે–વિધાનપક્ષ (૬) નો વધારો.
૪. લીલું—કર્મ (૫) નો વધારો.
૫. ઘાસ—કર્મ (૬) નું.
૬. ખાય છે—વિધાનપક્ષ (૨) નું.

**૨. વાક્યઃ— "હોશિયાર છોકરો આજ કાળી ગાય લાવે છે."**

૧. હોશિયાર—ક-ર્તા ( ૨ ) નો વધારો.
૨. છોકરો—ક-ર્તા ( ૬ ) નો.
૩. આજ—વિધાનપક્ષ ( ૬ ) નો વધારો.
૪. કાળી—કર્મ ( ૫ ) નો વધારો.
૫. ગાય—કર્મ ( ૬ ) નું.
૬. લાવે છે--વિધાનપક્ષ ( ૨ ) નું.

**૩. વાક્યઃ—" ગાંડો માણસ ઘરમાં નઠારાં કામ કરે છે."**

૧. ગાંડો—ક-ર્તા ( ૨ ) નો વધારો.
૨. માણસ—ક-ર્તા ( ૬ ) નો.
૩. ઘરમાં—વિધાનપક્ષ ( ૬ ) નો વધારો.
૪. નઠારાં—કર્મ ( ૫ ) નો વધારો.
૫. કામ—કર્મ ( ૬ ) નું.

૬. કરે છે—વિધાનપક્ષ ( ૨ ) નું.

**૪. વાક્ય:—" ભોજન આજ જમ્યા જે અમો. "**

૧. ભોજન—કર્મ ( ૩ ) નું.

૨. આજ—વિધાનપક્ષ ( ૩ ) નો વધારો.

૩. જમ્યા—વિધાનપક્ષ ( ૫ ) નું.

૪. જે—કર્મ ( ૧ ) નો વધારો.

૫. અમો—કર્તા ( ૩ ) નો.

**૫. વાક્ય:—" ઘણા બ્રાહ્મણો કાલે તળ્યા લાડુ ઉતાવળે ખાતા હતા. "**

૧. ઘણા—કર્તા (૨) નો વધારો.

૨. બ્રાહ્મણો—કર્તા (૭) નો.

૩. કાલે—વિધાનપક્ષ (૭) નો વધારો.

૪. તળ્યા—કર્મ (૫) નો વધારો.

૫. લાડુ—કર્મ (૭) નું.

૬. ઉતાવળે—વિધાનપક્ષ (૭) નો વધારો.

૭. ખાતા હતા—વિધાનપક્ષ (૨) નું.

**૬. વાક્ય:—" એક મોટો વિલાયતી કૂતરો જતો હતો. "**

૧. એક—કર્તા (૪) નો વધારો.

૨. મોટો—કર્તા (૪) નો વધારો.

૩. વિલાયતી—કર્તા (૪) નો વધારો.

૪. કૂતરો—કર્તા (૫) નો.

૫. જતો હતો—વિધાનપક્ષ (૪) નું.

**૭. વાક્ય:—" રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે. "**

૧. રચ્યા છે—વિધાનપક્ષ (૪) નું.

૨. રૂડા—કર્મ (૩) નો વધારો.

૩. છંદ—કર્મ (૧) નું.

૪. દલપત્તરામે—કર્તા (૧) નો.

**૮. વાક્ય:—" તે સમજે નહિ સઘળો સાર. "**

૧. તે—કર્તા (૨) નો.

૨. સમજે—વિધાનપક્ષ (૧) નું.

૩. નહિ—વિધાનપક્ષ (૨) નો વધારો.

૪. સઘળો—કર્મ (૫) નો વધારો.

૫. સાર—કર્મ (૨) નું.

૯. વાક્યઃ—" જૂઠું બોલે જે કદી."

૧. જૂઠું—કર્મ (૨) નું.
૨. બોલે—વિધાનપક્ષ (૩) નું.
૩. જે—કર્તા (૨) નો.
૪. કદી—વિધાનપક્ષ (૨) નો વધારો.

૧૦. વાક્યઃ—" ભલી જોડણી તે નહિ જોડી જાણે."

૧. ભલી—કર્મ (૨) નો વધારો.
૨. જોડણી—કર્મ (૫) નું.
૩. તે—કર્તા (૫) નો.
૪. નહિ—વિધાનપક્ષ (૫) નો વધારો.
૫. જોડી જાણે—વિધાનપક્ષ (૩) નું.

૧૧. વાક્યઃ—" નઠારી છોકરીને દેડકે તાણી."

૧. નઠારી—કર્મ (૨) નો વધારો.
૨. છોકરીને—કર્મ (૪) નું.
૩. દેડકે—કર્તા (૪) નો.
૪. તાણી—વિધાનપક્ષ (૨) નું.

નીચેનાં વાક્યોનું નીચેના નમુના મુજબ પણ પૃથક્કરણ થઈ શકે છે.

૧. હોશિયાર છોકરો આજ કાળી ગાય લાવે છે.
૨. ગાંડો માણસ ઘરમાં નઠારાં કામ કરે છે.
૩. ભોજન આજ જમ્યા જે અમો.
૪. રચ્યા છે રૂડા છંદ દલપતરામે.
૫. તે સમજે નહિ સઘળો સાર.
૬. જૂઠું બોલે જે કદી.
૭. ભલી જોડણી તે નહિ જોડી જાણે.
૮. ઘણા બ્રાહ્મણો કાલે તળ્યા લાડુ ઉતાવળે ખાતા હતા.
૯. એક મોટો વિલાયતી કૂતરો જતો હતો.
૧૦. નઠારી છોકરીને દેડકે તાણી.
૧૧. મેં હમણાં ઘણી સારી ઉપયોગી વસ્તુઓ બનાવી હતી.
૧૨. એક ફકીર ચાલ્યો ચાલ્યો વગડામાં જતો હતો.
૧૩. એક બાઇડીએ એક નાનું સસલાનું બચ્ચું વેચાતું લીધું.

| | કર્ત્તાનો વધારો. | કર્ત્તા. | કર્મનો વધારો. | કર્મ. | વિધાનપક્ષનો વધારો. | વિધાનપક્ષ. |
|---|---|---|---|---|---|---|
| ૧. | હોશિયાર | છોકરો | કાળી | ગાય | આજ | લાવે છે |
| ૨. | ગાંડો | માણસ | નઠારાં | કામ | ઘરમાં | કરે છે. |
| ૩. | ૦ | અમે | જે | ભોજન | આજ | જમ્યા. |
| ૪. | ૦ | દલપત્તરામે | રૂડા | છંદ | ૦ | રચ્યા છે. |
| ૫. | ૦ | તે | સઘળો | સાર | નાહ્ય | સમજે. |
| ૬. | ૦ | જે | ૦ | જૂઠું | કદી | બોલે. |
| ૭. | ૦ | તે | ભલી | જોડણી | નહિ | જનડી જાણે. |
| ૮. | ઘણા | બ્રાહ્મણો | તળ્યા | લાડુ | કાલે, ઉતાવળે | ખાતા હતા. |
| ૯. | એક મોટો વિલાયતી | કૂતરો | ૦ | ૦ | ૦ | જતો હતો. |
| ૧૦. | ૦ | દેડકે | નઠારી | છોકરીને | ૦ | તાણી. |
| ૧૧. | ૦ | મેં | ઘણી, સારી, ઉપયોગી | વસ્તુઓ | હમણાં | બનાવી હતી. |
| ૧૨. | એક | ફકીર | ૦ | ૦ | ચાલ્યોચાલ્યો વગડામાં | જતો હતો. |
| ૧૩. | એક | બાયડીએ | એક નાનું સસલાનું | બચ્ચું | ૦ | વેચાતું લીધું. |

ઉપર મુજબ પણ વાક્યોનું પૃથક્કરણ થઈ શકે છે.

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરો?

૧. ઘણાં છોકરાં રમતાં હતાં.
૨. પેલા બીજા છોકરા નિશાળે જાય છે.
૩. નઠારો છોકરો નિશાળે મોડો આવે.
૪. તમે નઠારા નિશાળીઆને ઝટ પારખી કાઢો.
૫. પછી ત્રણ દોસ્તો ફરવા નીકળ્યા.
૬. તે બકરે બરાડવા માંડયું.
૭. તે બિચારી બહુ પીડા પામે છે.
૮. કોઈ સાબર પાણીમાં જતું હતું.
૯. શિકારી કુતરા દોડતા આવ્યા.
૧૦. બીજા પૈસા તમે રોજ જુઓછો.
૧૧. તું કઈ નિશાળે જાય છે?

---

## મનોયત્ન ૨ જું.

### નીચેના શબ્દો લઇ વાકયો બનાવો?—

એ, બધી, ઘોડાં, હમને, ગયાં, વાત, હમે, સાંભળતો, ઇશ્વરલાલ, હતો, માણસ, લઇ, ખેતરમાં, બહુ, કરતા, મઝા, હતા, ડાહ્યો, ઉની, ખાય છે, ત્યાંથી, બિલાડી, છોકરો, આજ, રોટલી, બે, એક, રોટલો, લાવી.

### પરીક્ષાના પ્રશ્ન.

૧. દરેક વાક્યમાં ઓછામાં ઓછા કેટલા ભાગ હોઈ શકે? અને તે કયા કયા?
૨. દરેક વાક્યમાં વધારેમાં વધારે કેટલા ભાગો હોઈ શકે?
૩. તે ભાગો કયા કયા હશે?

# પાઠ ૮ મો.

## બે કર્મવાળાં ક્રિયાપદો.

મહેતાજી **છોકરાને શીખામણ** આપે છે.

આ વાક્યમાં **મહેતાજી** કર્તા અને આપે છે એ વિધાનપક્ષ છે. **છોકરાને** અને **શીખામણ** એ બંને કર્મ છે. તેમાં **શીખામણ** એ ઉપસ્થ કર્મ કહેવાય છે, અને **છોકરાને** એ અનુપસ્થ કર્મ કહેવાય છે. ક્રિયાપદની જેના ઉપર પ્રત્યક્ષ ક્રિયા ચાલે છે, અને તેનો અર્થ પૂરો કરવાને જેની ખાસ જરૂર છે; તેને ઉપસ્થ કર્મ કહે છે. અને જેના ઉપર ક્રિયાપદની અસર નજીકની નથી, તેને અનુપસ્થ કર્મ કહે છે. આ બંને કર્મવાળાં વાક્યોનું પૃથક્કરણ કરતાં અનુપસ્થ કર્મને કર્મમાં ગણી લેવું.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો?

૧. સારો માણસ છોકરાને ચોપડી આપે છે.
૨. હું ભીખારીને રોટલી આપું છું.
૩. છોકરાએ કેરીને પથ્થર માર્યો.
૪. સિપાઇએ ઘોડાને ચાબક મારી.
૫. સિંહો હાથીને પંજા મારે છે.
૬. માળી છોડને પાણી સીંચે છે.
૭. રાવણ સીતાને બોધ કરે છે.
૮. માસ્તર છોકરાને ઇંગ્રેજી શીખવે છે.

---

## મનોયત્ન ૨ જું.

### નીચેનાં વાક્યોમાં અનુપસ્થ કર્મ પૂરો?

૧. હું............ચારો ખવડાવું છું.
૨. છોકરો............રોટલી આપે છે.
૩. ચીમનલાલે............સોટી મારી.

૪. પિતાએ...........શીખામણ દીધી.
૫. ધનુએ...........સારી વાત કહી.
૬. ગંગારામે.......... ધાસ નાંખ્યું.
૭. લલ્લુ...........ચોપડી શીખવતો હતો.
૮. કમળાએ...........ચોખ્ખું પાણી આપ્યું.
૯ મહેતાજી...........બોધ કરે છે.
૧૦. સિપાઇ........... શિક્ષા કરતો હતો.

---

## મનોયત્ન ૩ જું.

### નીચે લખેલા શબ્દો લઇ વાકયો રચો ?

ચીમનલાલે, શીખામણ, ધાસ, નાંખ્યું, સારી વાત, ધનુએ, કહી, છોકરાને, છગનને, ગંગારામે, દીધી, પિતાએ, સોટી, મારી, ગામને.

---

## મનોયત્ન ૪ થુ.

### અનુપસ્થ કર્મ આવે એવાં દશ વાકયો રચો ?

---

### પરીક્ષાના પ્રશ્ન.

અનુપસ્થ કર્મ કોને કહે છે ? ઉપસ્થ કર્મ કોને કહે છે ?

---

## પાઠ ૯ મો.

### અનુપસ્થ કર્મનો વધારો.

જેમ કર્ત્તા, કર્મને ઓળખાવવાને અથવા તેના અર્થમાં કંઇ વધારેપણું બતાવવાને તેમનો વધારો કરવો પડે છે. તેમ અનુપસ્થ-કર્મને ઓળખાવવા માટે અથવા તેના અર્થમાં કંઇ વધારેપણું બતાવવાને વધારો કરવાની જરૂર પડે છે.

જેમકે:— છોકરો **ધોળી ગાયને** ચારો નાંખે છે.

**આ** વાક્યમાં **ગાયને** અનુપસ્થ કર્મ છે, તેને ઓળખાવવાને માટે **ધોળી** કહીએ છીએ; માટે **ધોળો** અનુપસ્થ કર્મનો વધારો છે. આ વધારો કરનાર શબ્દને પૃથક્કરણ કરતી વખતે કર્મના વધારાના ખાનામાં મૂકવો.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો?

૧. આ છોકરો સારા કૂતરાને રોટલો નાંખે છે.
૨. મહેતાજી નાનાં છોકરાંને વિદ્યા ભણાવે છે.
૩. મેં બુદ્ધિશાળી છોકરાને વિદ્યા શીખવી.
૪. મગન કાળી ગાયને ઘાસ નાંખે છે.
૫. મહેતાજી નઠારા નિશાળીઆને સોટી મારે છે.
૬. મહેતાજી બધાં છોકરાંને બોધ દે છે.
૭. લલ્લુ બાપુલાલને માર મારે છે.
૮. રાજા લુચ્ચા માણસને સજા કરે છે.

---

## મનોયત્ન ૨ જું.

### નીચેનાં વાક્યોમાં અનુપસ્થ કર્મનો વધારો કરો?

૧. આ છોકરો......કૂતરાને રોટલો નાંખે છે.
૨. ચતુરભાઇ......છોકરાંને વિદ્યા ભણાવે છે.
૩. ખંડુભાઇ......ભીખારીને અનાજ આપે છે.
૪. કૂતરો......બિલાડીને નખ મારે છે.
૫. વાઘ......પ્રાણીને પંઝા મારે છે.

---

# ધોરણ ૫ મું.

---

## પાઠ ૧ લો.

### કર્ત્તા અને કર્મનો વધારો કરનારા બીજી જાતના શબ્દો.

કર્ત્તા અને કર્મ ઓળખાવવાને અથવા તેના અર્થમાં વિશેષપણું બતાવવાને ઘણું કરીને વિશેષણ વપરાય છે જેમકે:—

**(૧) વિશેષણો:—**

૧. **મોટો** બળદ આવે છે.
૨. તેણે **ડાહ્યા** છોકરાને માર્યો.
૩. હું **લાલ** પાઘડી લાવ્યો.
૪. **બે** છોકરા **એક** ટોપી લાવ્યા.
૫. તેણે **મહા** અનર્થ કર્યો.
૬. તે **કંઇ** જણસ લાવ્યો.

આ વાક્યોમાં કર્ત્તા કે કર્મના અર્થમાં વધારો કરવાને માટે, મોટો, ડાહ્યા, લાલ, બે, એક, મહા, કંઇ એ વિશેષણો આવ્યાં છે.

કેટલાક શબ્દો વિશેષણ ન હોવા છતાં વિશેષણની પેઠે વપરાઇને કર્ત્તા કે કર્મને ઓળખાવે છે, અથવા તેના અર્થમાં વિશેષપણું બતાવે છે; તેથી તે પણ કર્ત્તા કે કર્મના વધારા તરીકે વપરાય છે. એ શબ્દો નીચે મુજબ છે.

**સમાનાર્થનામ:**—એટલે સરખા અર્થવાળાં બે નામ, તેમાંનું ગમે તે એક કાઢી લઇને વાક્ય બોલીએ, તોપણ વાક્યના અર્થમાં કંઇ પણ ફેર પડતો નથી; તેથી તેમને સમાનાર્થનામ કહે છે.

**( ૨ )સમાનાર્થનામ:—**

૧. **રાણી** વિકટોરીઆ આવ્યાં.
૨. મેં **કવિશ્વર** દલપતરામને બોલાવ્યા.
૩. **છોટાલાલ** માસ્તર જાય છે.
૪. હું **પગી** રામાને બોલાવુંછું.
૫. **મોતીલાલ** દાક્તર કાલે આવશે.
૬. **આલેકઝાન્ડર** સાહેબ વિલાયત ગયા.

આ વાક્યોમાં કર્ત્તા કે કર્મના અર્થમાં વધારો કરવાને માટે, રાણી, કવિશ્વર, છોટાલાલ, પગી, મોતીલાલ, આલેકઝાન્ડર એ સમાનાર્થ નામ આવ્યાં છે.

કેટલાએક શબ્દો કર્ત્તા કે કર્મની પહેલાં આવે છે. અને તે પરિમાણ ( માપ ) બતાવે છે, અને તે વળી હમેશાં પહેલીજ વિભક્તિમાં હોય છે, તેમજ તે નામ હોય છે, એવા શબ્દો કર્ત્તા અને કર્મના વધારા થઇ શકે છે, અને તેમને પરિમાણાર્થે પહેલી વિભક્તિનાં નામ કહે છે.

### (૩) પરિમાણાર્થે પહેલી વિભક્તિનાં નામ.

૧. તેણે **પોશ** પાણી પીધું.
૨. મેં ગરીબને **મુઠી** મમરા આપ્યા.
૩. ગાયે **બેડું** પાણી પીધું.
૪. **કલ્લો** ઘાસ પડ્યું છે.
૫. તમે **લોટો** પાણી લાવો.
૬. બચ્ચે **ચાંગળું** પાણી પીધું.
૭. શીશીમાં **તોલો** દવા માય છે.

આ વાક્યોમાં કર્તા અને કર્મના અર્થમાં વધારો કરવાને માટે, પોશ, મુઠી, બેડું, કલ્લો, લોટો, ચાંગળું, તોલો એ પરિમાણો આવ્યાં છે.

કેટલાએક શબ્દો કર્તા અને કર્મની પહેલાં આવે છે અને તેમના અર્થમાં વધારો કરે છે, અથવા તેમને ઓળખાવે છે, એવા શબ્દો છઠ્ઠી વિભક્તિ સાથે આવીને તેમનો વધારો કરે છે; તેમને છઠ્ઠી વિભક્તિના શબ્દો કહે છે.

### (૪) છઠ્ઠી વિભક્તિના શબ્દો:-

૧. **રાજાનો** કુંવર આવે છે.
૨. તેણે **નદીનું** માછલું આણ્યું.
૩. હું **તેનો** ઘોડો લાવ્યો.
૪. આ **મારો** બળદ છે.
૫ **તેના** કાકાએ **મારી** બેનને બોલાવી.
૬ મે **લંગડાનો** સાદ સાંભળ્યો.
૭ **લૂલાની** આંખ ફુટી.
૮. **આગળનો** માણસ પડી ગયો.
૯. **પાસેની** દુકાન બળી ગઈ.
૧૦. તેણે **પોતાનું** પેટ ભર્યું.
૧૧. **તરવાની** વાત સહેલ છે.
૧૨. હવા **ખાવાની** જરૂર છે.
૧૩. તેને **પરણવાની** આશા છે.
૧૪. તેથી **આપનો** આભાર માનું છું.
૧૫. નથી જગમાં **કેફીની** લાજ.

આ વાક્યોમાં કર્તા અને કર્મના અર્થમાં વધારો કરવા માટે, રાજાનો, નદીનું, તેનો, મારો, તેના, મારી, લંગડાનો, લૂલાની, આગળનો, પાસેની, પોતાનું, તરવાની, ખાવાની, પરણવાની, આપનો, કેફીની એ છઠ્ઠી વિભક્તિના શબ્દો આવ્યા છે.

વળી કેટલાક શબ્દો જાતે સર્વનામ હોય છે, પણ તે વિશેષણની પેઠે વપરાઇને એટલે તેનો વિશેષ્ય હાજર હોવાથી તે પણ કર્તા કર્મના વધારા તરીકે વપરાય છે; તેને વિશેષણરૂપી સર્વનામ કહે છે.

### (૫) વિશેષણરૂપી સર્વનામ:-

૧. **પેલો** છોકરો પડી ગયો.
૨. તું **કોઇ** ચાકરને બોલાવ.
૩. **આ** ઘર મારૂં છે.
૪. હું **તે** ચોપડી લાવું છું.
૫. તમે **કંઇ** જાણુસ લાવજો.
૬. તમે **કયા કયા** દાખલા શીખ્યા?

૭. હું શી વસ્તુ લાવું. ૮. અહીંથી કોણ છોકરો ગયો?

૯. જે જન જાણે જગતમાં.

આ વાક્યોમાં કર્ત્તા અને કર્મના અર્થમાં વધારો કરવા માટે, પેલો, કોઇ, આ, તે, કંઇ, કયા અને ક્યા, શી, કોણ જે એ વિશેષણ રૂપી સર્વનામો આવ્યાં છે.

કેટલાક શબ્દો જાતે કૃદંત હોય છે, છતાં તે કર્ત્તા અને કર્મની પહેલાં આવીને વિશેષણનું કામ કરે છે, તેથી તે પણ તેમના વધારા તરીકે વપરાય છે. તેમને વિશેષણરૂપી કૃદન્ત કહે છે

(૬) વિશેષણરૂપી કૃદંતઃ—

૧. તેણે પોતાનું રળેલું અનાજ ખાધું. ૨. આ હસતુ પક્ષી છે.

૩ રડતું બાળક ક્યાંથી આવ્યું? ૪. સળેલું અનાજ વાપરવું નહિ.

૫. કોહેલાં શાકભાજી કાઢી નાંખવાં. ૬. મરતા માણસને મારવો નહિ.

૭. ખીજવાયલો સાપ કરડે છે. ૮. ભણેલી સ્ત્રી છોકરાં સુધારે છે.

૯. આ અંગ્રેજી ભણેલો માણસ છે. ૧૦. આ રખડેલ છોકરો છે.

૧૧. છકેલ છેલ છોકરો. ૧૨. જાણી વાતો જે કરે.

આ વાક્યોમાં કર્ત્તા અને કર્મના અર્થમાં વધારો કરવા માટે, રળેલું, હસતુ, રડતું, સળેલું, કોહેલાં, મરતા, ખીજવાયલો, ભણેલી, ભણેલો, રખડેલ, છકેલ, જાણી, એ વિશેષણરૂપી કૃદન્તો આવેલાં છે.

નામ, સર્વનામ, કૃદન્ત વગેરે સાથે શબ્દયોગી અવ્યય આવીને એકઠો સમુદાય થાય છે; તે કોઈ વખત વિશેષણની પેઠે વપરાઇ કર્ત્તા કે કર્મનો વધારો કરે છે.

(૭) શબ્દયોગીવાળા શબ્દ સમુદાયોઃ—

૧. તે બુરખાજેવું ઓઢણું ઓઢે છે. ૮. તે છાપરા સરખો દાળ કરે છે.

૨. તમે હીંચણ બરાબર મોજાં લાવજો. ૯. આપણે ગાયવિષે વાત કરીએ.

૩. આપણે સ્પેન સંબંધી વાત કરીએ. ૧૦. સમીસાંજ સૂવા તણી વાત સૂઝે.

૪. ઘટેજ બુદ્ધિ તે તણી. ૧૧. ઉમેદચંદે રતાંપૂર ઓસડ ખાધું.

૫. મેઘ સમાન જળ નહિ. ૧૨. સોના કેરો પ્યાલો ભર્યો.

૬. તેને ભૂંગળી જેવું મ્હોં હોય છે. ૧૩. વાસણ કેરો વંશ.

૭. તે મધપૂડા જેવાં ઘર બાંધે છે. ૧૪. વિક્રમ કેરૂં વર્ષ.

આ વાક્યોમાં કર્ત્તા અને કર્મના અર્થમાં વધારો કરવાને માટે, બુરખાજેવું, હીં-

અણુ બરાબર, સ્પેન સંબંધી, તે તણી, મેઘ સમાન, ભૂંગળીજેવું, મધપૂડા જેવાં, છાપરા સરખો, ગાય વિષે, સુવાતણી, રતીપૂર, વાહન તે જેવાં, સોનાકેરો, વાસણ કેરો, વિક્રમ કેરૂં એ શબ્દયોગીવાળા શબ્દસમુદાયો આવ્યા છે.

કર્ત્તા અને કર્મનો વધારો કરનારાં વિશેષણોનો પણ શબ્દયોગી અવ્યયવાળા સમુદાયો વધારો કરે છે.

( ૮ ) ૧. **એ વિના બીજી** નાની નદીઓ છે.

૨. ક્યાંએ **જગકર્ત્તા વિના** ઠાલું ન મળે ઠામ.

૩. **અગ્નિકેરી** જેવી ઝાળ તેવો છે ચોરીનો માલ.

૪. આ **ચોપડી સહિત** ચાર ચોપડી થઇ.

૫. મારે **આ સિવાય** બે બેન છે.

૬. કાંકે પ્રભુ **પળપળતણો** જુએ ગુપ્ત બનાવ.

૭. તેણે **મેડા સાથે** આ ઘર ભાડે આપ્યું.

આ વાક્યોમાં કર્ત્તા અને કર્મના વધારા કરનારાં વિશેષણોનો વધારો કરવા માટે, એ વિના બીજી, જગકર્ત્તા વિના, અગ્નિ કેરી, ચોપડી સહિત, આ સિવાય, પળપળતણો, મેડા સાથે એ શબ્દયોગીવાળા શબ્દસમુદાયો આવ્યા છે.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો ?

૧. મેં કાળી ગાય આણી.

૨. ધોળીઓ બળદ જાય છે.

૩. છગનલાલ તલાટી આવ્યા.

૪. કાશીરામ વ્યાસ કથા કહે છે.

૫. ગોવરધન પારેખ આવ્યા.

૬. મેં ઔસડ દવા પીધી.

૭. તેણે ઘડો પાણી ઢોળ્યું.

૮. મેં મૈલ મુસાફરી કરી.

૯. રાજાનો કૂતરો જાય છે.

૧૦. આ પોલીસની કોટડી છે.

૧૧. જાણે જગનો તાત.

૧૨. કમોદનો કીધોતો ભાત.

૧૩. તળ્યા ચણાનો સ્વાદ અપાર.

૧૪. ચોખ્ખી ચીજો રાખવી.

૧૫. ચોખ્ખાં પહેરો ચીર.

૧૬. જીવનું જોખમ થાય.

૧૭. જેજે કીધા તેં રે નીમ.

૧૮. આ પાત્રાંની ગૂંથેલી સાદડી છે.

## મનોયત્ન ૨ જું.

**નીચેનાં વાકયોમાં વિશેષણથી કર્તા અને કર્મનો વધારો કરો ?**

૧. બકરી આવી.
૨. છોકરો જાય છે.
૩. છોડી શાંઢાં મારે છે.
૪. મગુએ લાકડી આણી.
૫. મેં વાત કરી.
૬. તમે ટોપી લાવજો.
૭. તમે પેનો લાવજો.
૮. હું કાગળ લાવ્યો.

---

## મનોયત્ન ૩ જું.

**નીચેનાં વાકયોમાં સમાનાર્થે નામથી કર્તા અને કર્મનો વધારો કરો ?**

૧. શિવાજી કાવતરાં કરતો હતો.
૨. ઇલિઝાબેથ આવ્યાં.
૩. ચાંદબીબીએ વરાડ આપ્યો.
૪. અકબર તાનસેનને બોલાવે છે.
૫. સિકંદરે પૌરસને હરાવ્યો.
૬. પૃથુરાજ કનોજ ગયો.

---

## મનોયત્ન ૪ થું.

**નીચેનાં વાકયોમાં પરિમાણાર્થે પહેલી વિભક્તિથી કર્ત્તા અને કર્મનો વધારો કરો ?**

૧. તેણે પાણી પીધું.
૨. મેં ખેતર ખેડયું.
૩. ગોળ પડયો છે.
૪. મેં ઘી ઢોળી નાંખ્યું.
૫. કૂતરાને ઢેબરૂં નાંખ્યું.
૬. મેં રોટલો ખાધો.
૭. ગાયે પાણી પીધું.

---

## મનોયત્ન ૫ મું.

**નીચેનાં વાકયોમાં છઠ્ઠી વિભકિતવાળા શબ્દોથી કર્ત્તા અને કર્મનો વધારો કરો?**

૧. કુંવર જાય છે.
૨. ઘર વેચાય છે.
૩. મેં અનાજ ખાધું.
૪. કાકા જતા હતા.
૫. મામી આવ્યાં.
૬. વછેરો છે.

---

## મનોયત્ન ૬ ઠું.

**નીચેનાં વાક્યોમાં વિશેષણ રૂપી સર્વનામથી કર્તા, કે કર્મનો વધારો કરો.**

૧. મેં જણસ વેચી.
૨. છોકરો જાય છે.
૩. તેણે કામ કર્યું.
૪. જે છોકરા કને છે.
૫. મેં ઓરડી વેચી.
૬. ઘોડો દોડે છે.

---

## મનોયત્ન ૭ મું.

**નીચેનાં વાક્યોમાં વિશેષણ રૂપી કૃદંતથી કર્તા અને કર્મનો વધારો કરો.**

૧. મેં શાક આણ્યું.
૨. તેમણે આપલાને છોડ્યા.
૩. વાઘ ઝલાતો નથી.
૪. સાપ પકડાતો નથી.
૫. સ્ત્રી વશ રહેતી નથી.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧ ઘણું કરીને કયા પ્રકારના શબ્દો કર્તા, કર્મનો વધારો કરે છે?
૨. એ વધારો કરવાનું કારણ શું?
૩. બીજા કઇ જાતના શબ્દો કર્તા કર્મનો વધારો કરે છે?
૪. તે શબ્દો વધારો કરે છે ત્યારે કેવી રીતે વપરાય છે?

---

## પાઠ ૨ જો.

### બે કર્મ વાળાં ક્રિયાપદ.

કેટલાંક ક્રિયાપદ સાથે બે કર્મો આવે છે જેમકે:—

૧. ચંદુએ **કૂતરાને ઉપકાર** કર્યો.
૨. ભગુએ **વેપારીને રૂપિઆ** આપ્યા.
૩. મેં **તેને વાત** કહી.
૪. છોકરાંએ **માબાપને માન** આપવું.
૫. તેણે **ચોરને લાકડી** મારી.
૬. કેશવલાલે **આંધળાને પૈસો** આપ્યો.

પહેલા વાક્યમાં " ચંદુએ " કર્તા છે, " કર્યો " વિધાનપક્ષ છે, અને " કૂતરાને તથા ઉપકાર " એવાં બે કર્મ છે. " ઉપકાર " ઉપસ્થ એટલે પાસેનું અથવા ખરું

કર્મ, અને "કુતરાને" અનુપસ્થ એટલે છેટેનું કર્મ કહેવાય છે. ક્રિયાપદની જેના ઉપર ફેલાતી ક્રિયા ચાલે છે, અને તેનો અર્થ પુરો કરવાને જેની મુદ્દામાં જરૂર છે, તેને ઉપસ્થ કર્મ અને જેના ઉપર ક્રિયાપદની લાગણી થડમાંની નથી; તેને અનુપસ્થ કર્મ કહે છે. કર્મ ઉપસ્થ પ્રત્યય વગરનું હોયછે અને અનુપસ્થ કર્મ પુરૂષ વાચક હોયછે; અને તેને "ને" પ્રત્યય લાગેછે. ક્રિયાપદને સત્ત્વભેદમાં મૂકતાં ઉપસ્થ કર્મમાં કર્ત્તા બને, અને અનુપસ્થ કર્મ તેમનું તેમ રહે છે.

૧. રાહુથી કુતરાને ઉપકાર કરાયો. ૩. મારાથી તેને વાત કહેવાઇ.
૨. છોકરાંથી માબાપને માન અપાયું.

ક્રિયાપદને સત્ત્વભેદમાં મૂકતાં પ્રથમનો કર્ત્તા કારણ થાય છે અને ઉપસ્થ કર્મ તે કર્ત્તા બને છે. અને અનુપસ્થ કર્મ એમનું એમ કાયમ રહે છે. કારણકે સત્ત્વભેદનું ક્રિયાપદ સકર્મક ક્રિયાપદ ઉપરથી બનીને અકર્મક થએલું છે. એટલે અસલ એનો ધાતુ સકર્મક છે. તેથી સત્ત્વભેદમાં અનુપસ્થ કર્મ કાયમ રહે છે. ફક્ત અકર્મક ક્રિયાપદમાં બીજી વિભક્તિ વાળા શબ્દને અનુપસ્થ કર્મ ન ગણતાં ટેલર મુજબ ચોથી અને હોપ મુજબ બીજી વિભક્તિ લાગેલી છે એમ ગણી તેને વિધાનપદના વધારામાં ગણવું.

૧. પુરૂષોત્તમને છોકરો છે. આ શુદ્ધ અકર્મક ક્રિયાપદ છે.
૨. હું પુરૂષોત્તમને કલમ આપું છું. આ સકર્મક ક્રિયાપદ છે.
૩. મારાથી પુરૂષોત્તમને કલમ અપાય છે. આ સત્ત્વભેદ છે.

પહેલા વાક્યમાં બીજી વિભક્તિ વાળા શબ્દને વિધાનપદના વધારામાં ગણવું.
બીજા તથા ત્રીજા વાક્યમાં "પુરૂષોત્તમને" એ શબ્દને અનુપસ્થ કર્મ ગણવું.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો.

૧. રાજા બ્રાહ્મણોને દાન આપે છે. ૨. મહેતાજી છોકરાને પાઠ શીખવે છે.
૩. ચંદુએ તેને ચોપડી મોકલી. ૪. છોકરો દેડકાને પથ્થર મારે છે.
૫. બાપુએ છોકરાને સવાલ પૂછ્યો. ૬. ચંદુએ બેનને વાત કહી.
૭. મગનલાલને તાવ આવે છે.

---

## મનોયત્ન ૨ જું.

ઉપરનાં વાક્યોનાં ક્રિયાપદોને સત્ત્વ ભેદમાં મૂકી તેમનું પૃથક્કરણ કરો.

## મનોયત્ન ૩ જું.

બે કર્મ લેનારાં ૧૨ વાક્યો ચોપડીમાંથી ખોળી કાઢો.

---

## મનોયત્ન ૪ થું.

ત્રીજા મનોયત્નના વાક્યોમાં આવેલાં ક્રિયાપદો આવે એવાં દશ વાક્યો બનાવો.

---

## મનોયત્ન ૫ મું.

### નીચેનાં વાક્યોમાં બે કર્મ ગોઠવો.

૧. મેં ... ... ... ... ... પૂછ્યા.
૨. મહેતાજીએ ... ... ... શીખવી.
૩. તેણે ... ... ... ... આપી.
૪. ચંદુએ ... ... ... ... કહી.
૫. મેં ... ... ... ... ... સંભળાવ્યો.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. બે કર્મવાળાં ક્રિયાપદ કોને કહે છે?
૨. ઉપસ્થ કર્મ કોને કહે છે?
૩. અનુપસ્થ કર્મ કોને કહે છે?
૪. ઉપસ્થ કર્મ અને અનુપસ્થ કર્મ કઇ કઇ વિભક્તિમાં આવે છે?
૫. વાક્યને શક્યભેદમાં મૂકીએ ત્યારે કયું કર્મ કર્તા બને છે? અને બીજા કર્મનું શું થાય છે?
૬. વાક્ય રચનામાં કર્તા, અનુપસ્થ કર્મ, ઉપસ્થ કર્મ, અને વિધાનપક્ષ ઘણું કરીને કયા અનુક્રમમાં આવે છે?
૭. તે દરેકનો વધારો વાક્યમાં હાજર હોય તો તે ક્યાં મૂકાય છે?
૮. "ને" પ્રત્યય લાગેલો હોય છતાં તે અનુપસ્થ કર્મમાં ન ગણતાં વિધાન પક્ષના વધારામાં ક્યારે ગણાય છે?
૯. કયા ક્રિયાપદમાં "ને" પ્રત્યયવાળો શબ્દ ઉપસ્થ કર્મમાં ગણાય છે?

## પાઠ ૩ જો.

### કૃદન્તોનો ઉપયોગ.

કર્તૃપક્ષ અને ક્રિયા પુર્ણી તરીકે વપરાયલું કૃદન્ત અથવા કર્તૃપક્ષ, વિધાનપક્ષ, અને ક્રિયા પુરણીની વૃદ્ધિ કરનાર કૃદન્ત.—

અસલ સકર્મક ધાતુ ઉપરથી આવ્યું હોય તો તે બે કામ કરે છે.
(૧) તે પોતાની જોડે કર્મ લેતું આવે છે. (૨) પોતાની સાથે ક્રિયા વિશેષણને પણ લે છે.

(૧) પોતાની જોડે કર્મ લેતું આવે છે તેના દાખલા:—

૧. **ચોપડી** વાંચવી કઠણ છે. ( કૃદન્ત કર્તા તરીકે વપરાયું છે, અને તેની સાથે તેનું કર્મ ( ચોપડી ) આવેલું છે. )

૨. હું **ચોપડી** વાંચનારને અટકાવુંછું. ( કૃદન્ત ક્રિ. પુ. તરીકે આવ્યું છે અને તેની સાથે તેનું કર્મ (ચોપડી) આવેલું છે. )

૩. હું **ચોપડી** વાંચતાં ઉઠયો ( કૃ. વિ. પ. ની વૃદ્ધિ કરનાર તરીકે વપરાયુંછે અને તેની સાથે તેનું કર્મ (ચોપડી) આવેલું છે )

૪. **ઘાસ** ખાનાર ઘોડો આવે છે. ( કૃ. કર્તૃ. પ. ની વૃદ્ધિ કરનાર તરીકે વપરાયું છે અને તેની સાથે તેનું કર્મ (ઘાસ) આવેલું છે )

૫. તે **ઘાસ** ખાનાર ઘોડાને લાવે છે. ( કૃ. ક્રિયા. પુ. ની વૃદ્ધિ કરનાર તરીકે આવેલું છે, અને તેની સાથે તેનું કર્મ (ઘાસ) આવ્યું છે. )

( ૨ ) કૃદન્ત ક્રિયા વિશેષણ પોતાની જોડે લાવે છે તેના દાખલા:—

૧. જલદી વાંચવું ઠીક નથી.

કૃદન્ત કર્તૃપક્ષ તરીકે વપરાયલું છે અને તે પોતાનું ક્રિયાવિશેષણ (જલદી) લાવેલું છે.

૨. જલદી વાંચનાર છોકરો ભૂલે છે.

કૃદન્ત કર્તાના વધારા તરીકે વપરાયલું છે, અને તે પોતાની સાથે પોતાનુ ક્રિયાવિશેષણ (જલદી) લાવ્યું છે.

૩. હું જલદી વાંચવું ધિક્કારૂંછું.

કૃદન્ત ક્રિયા પુરણી તરીકે વપરાયું છે અને સાથે પોતાનું ક્રિયાવિશેષણ (જલદી) લાવ્યું છે.

૪. હું જલદી વાંચનાર છોકરાને અટકાવુંછું.

કૃદન્ત ક્રિયા પુરણીની વૃદ્ધિ કરનાર તરીકે વપરાયલું છે અને પોતાની સાથે

ક્રિયાવિશેષણ (જલદી) ને લાવેલું છે.

૫. તે જલદી વાંચતો ભૂલ્યો.

કૃદન્ત વિધાનપક્ષની વૃદ્ધિ કરનાર તરીકે વપરાયું છે, અને તે પોતાનું ક્રિયાવિશેષણ (જલદી) તે લેતું આવ્યું છે.

---

## પાઠ ૪ થો.

### વિધાનપક્ષ તરીકે વપરાતા બીજા શબ્દો.

પહેલા પાઠમાં આપણે જોયું કે કર્ત્તા વિષે જે કંઇ કહેવામાં આવે છે, તેને **વિધાન પક્ષ** કહે છે.

**ચંદુ આવે છે.**

આ વાક્યમાં "ચંદુ" કર્ત્તા છે, અને તે "આવે છે" એવું તેના વિષે આપણે કહીએ છીએ, માટે તે **વિધાનપક્ષ** છે.

અત્યાર સુધી આપણે વિધાનપક્ષ ક્રિયાપદનેજ ગણ્યું છે, પરંતુ બીજા શબ્દો પણ વિધાનપક્ષ થઇ શકે છે; જેમકેઃ—

ગાય **રાતી** છે.

છોકરો **લુચ્ચો** છે.

પહેલા વાક્યમાં આપણે ગાયના રાતા પણાની અને બીજામાં છોકરાના લુચ્ચાપણાની વાત કરીએ છીએ, તેથી એ વાક્યોમાં "રાતી" અને "લુચ્ચો" એ વિશેષણો નો ઉપયોગ **વિધાનપક્ષ** તરીકે થયો છે.

૧. સાંકળચંદ **બુકસેલર** છે.
૨. નંદલાલ **વકીલ** છે.
૩. તાપી **નદી** છે.

આ વાક્યોમાં "બુકસેલર" "વકીલ" અને "નદી" એ નામોનો ઉપયોગ **વિધાનપક્ષ તરીકે છે.**

૧. આ ચોપડીના ધણી **તમે** છો.
૨. આ માણસ **કોણ** છે.

આ વાક્યોમાં "તમે" "કોણ" એ સર્વનામોનો ઉપયોગ વિધાનપક્ષ તરીકે થયો છે.

૧. પગ **ધોએલા** છે. ૨. ઘડો **સળેલા** છે.

૩. ચોપડી **ફાટેલી** છે.  ૪. તે **ધોનાર** છે.

આ વાક્યોમાં "ધોએલા" "સળેલા" "ફાટેલી" અને "ધોનાર" એ કૃદંતોનો ઉપયોગ વિધાનપક્ષ તરીકે થયો છે.

૧. પેલી ચોપડી **કામની** છે.  ૨. આ ઘર **મારૂં** છે.

૩. આ લાકડી **આંધળાની** છે.  ૪. આ પીંછી **રંગનારની** છે.

આ વાક્યોમાં "કામની" "મારૂં" "આંધળાની" અને "રંગનારની" એ છઠ્ઠી વિભક્તિવાળા શબ્દોનો ઉપયોગ વિધાનપક્ષ તરીકે થયો છે વળી કોઇ કોઇ ઠેકાણે ક્રિયાવિશેષણ અવ્યય પણ વિધાનપક્ષ તરીકે વપરાય છે. જેમકે, (૧) છોકરો અહીં છે. (૨) લલ્લુ ત્યાં છે. વગેરે.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો ? અને વિધાનપક્ષ તરીકે કઇ જાતના શબ્દો આવ્યા છે તે કહો ?

૧. કેટલીક કવિતા સુંદર છે.
૨. ઉપલું પડ લીલું હોય છે.
૩. એ ડાંખળી ધોળી હોય છે.
૪. છાલ ઘણી ખરબચડી હોય છે.
૫. એ રૂમાલ ચોરીનો છે.
૬. પડ રેશમી રંગનું હોય છે.
૭. સુતર ઘણી જાતનાં છે.
૮. આ કામ નીચ માણસનું છે.
૯. પેલો કૂતરો કોનો છે.
૧૦. આ ચોપડી જેની હશે.
૧૧. પેલો છોકરો તેનો છે.
૧૨. પેલો કૂતરો તમારો ન હોય?
૧૩. આ માણસ તલાટી છે.
૧૪. ખરશેદજી દાક્તર છે.
૧૫. વહોરા મોટા વેપારી છે.
૧૬. આ પુરૂષ મહાત્મા છે.
૧૭. ભરૂચ બંદર છે.
૧૮. છોકરો છકેલ છે.
૧૯ ત્રીજો આદમી ઉભેલો છે.
૨૦. આ માણસ ધોનાર છે.
૨૧. ધાતુ ઘણી જાતની છે.
૨૨. છોકરો ક્યાં છે ?

---

## મનોયત્ન ૨ જું.

નામ, સર્વનામ, વિશેષણ, કૃદંત, ક્રિયાપદ, અને ક્રિયાવિશેષણ અવ્યયનો છઠ્ઠી વિભક્તિવાળા શબ્દોનો ઉપયોગ વિધાનપક્ષ તરીકે થાય; એવાં પાંચ પાંચ વાક્યો રચો.

---

## મનોયત્ન ૩ જું.

નીચેના શબ્દો લઈ વાક્યો રચો અને દરેકમાં વિધાનપક્ષ તરીકે કઈ જાતના શબ્દો વપરાય છે તે કહો ?

ચડ, એનું, હોય છે, ઉંચું, તેની, હોય છે, શાલ, પાતળી, કાળાં, હોય છે, વાંદરાનાં, મોં, કબૂતર, હોય છે, બહુ, તરેહનાં, ચોપડી, આ, સરસ છે, ખેતર, આ, છે, બટકણું, પેલો, કહણ, ગીઆં, છે, હૈયાનો.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. વિધાનપક્ષની વ્યાખ્યા આપો ?

૨. વિધાનપક્ષ તરીકે કયા કયા પ્રકારના શબ્દો વપરાય છે ?

---

## પાઠ ૫ મો.

### હો અને છ ધાતુઓ વિધાનપક્ષ અને સંયોજક.

" તમે છો, " " વાઘ છે, " " કૂતરો હતો, " " ચંદુ હશે, " વગેરે વાક્યોમાં " છ " અને " હો " ધાતુઓ **હયાતી** બતાવે છે અને તે ઠેકાણે તેઓ **વિધાનપક્ષ** છે.

૧. છોકરો લૂલો છે. ૨. ચંદુ માંદો હતો.

૩. તે ઘોડો લાલ હશે.

આ વાક્યોમાં આપણે છોકરાના લૂલા પણા વિષે, ચંદુના માંદા પણા વિષે અને ઘોડાના લાલ પણા વિષે વાત કરીએ છીએ; પરંતુ હયાતીની વાત કરતા નથી. એટલે આ વાક્યોમાં " લૂલો " " માંદો " " લાલ " એ વિધાનપક્ષ છે. " છે " " હતો " અને " હશે " એ શબ્દો હયાતી બતાવતા નથી, પણ ફક્ત કર્ત્તા અને વિધાનપક્ષને સાંધવાનું ( જોડવાનું ) કામ કરે છે. આવે ઠેકાણે " છ " અને " હો " ધાતુઓને સંયોજક એટલે સાંધનાર કે જોડનાર કહે છે. કોઈ લોકો સાધારણ રીતે " લૂલો " છે. " માંદો હતો " " લાલ હશે " એમ બધાને વિધાનપક્ષ કહે છે, પણ ખરાં વિધાનપક્ષ તો " લૂલો " " માંદો " " લાલ " એ છે. " છ " " હતો " અને " હશે " એ તો માત્ર સંયોજક એટલે કર્ત્તા અને વિધાનપક્ષને સાંધવાનું કામ કરનાર છે.

જ્યારે "છ" અને "હો" ધાતુઓ એકલા વપરાઇને હયાતી બતાવે છે, ત્યારે વિધાનપક્ષ બને છે, પરંતુ તેઓની સાથે કર્તા કે કર્મ સિવાયના નામવત્ શબ્દ વપરાય છે, ત્યારે તેઓ સાંધવાનું કામ કરે છે અને કોઈ વખત સંયોજક અધ્યાહાર રહે છે. જેમકેઃ—

૧. બે પાસાં સમતુલ્ય.
૨. ટોચ કઇ ને થડ કયું.
૩. રૂપ બેઉનાં રામાતણાં.
૪. મૂળે ઘર તો અમારૂં.
૫. અતિ લોભ તે પાપનું મૂળ.
૬. તમારામાંથી વાત ફૂટેલી.
૭. આફીન બડા કે દેવ બડા.
૮. મૂળે મીઆં ગાંડા.
૯. નેવું અંશના ખૂણાનું નામ કાટખૂણો.
૧૦. હોઠ સાજા તો ઉત્તર ઝાઝા. વગેરે.

"છ" અને "હો" ધાતુનો પણ એક ત્રીજો ઉપયોગ થઇ શકે છે, તેઓ મુખ્ય ક્રિયાપદની સાથે સહાયકારી તરીકે આવીને મિશ્ર કાળ બનાવે છે, જેમકેઃ—

૧. ચંદુ આવે છે.
૨. ચંદુ આવતો હતો.
૩. ચંદુ આવતો હશે.
૪. ચંદુ આવ્યો છે.
૫. ચંદુ આવ્યો હતો.
૬. ચંદુ આવ્યો હશે.
૭. ચંદુ આવવાનો છે.
૮. ચંદુ આવવાનો હતો.
૯. ચંદુ આવવાનો હશે વગેરે.

આ વાક્યોમાં મુખ્ય ક્રિયાપદ તરીકે એક ઠેકાણે "આવ" ધાતુના અનિયમિત વર્તમાનકાળનું રૂપ "આવે" અને બાકીને ઠેકાણે "આવતો" "આવ્યો" "આવવાનો" એ કૃદંતો વપરાયાં છે, અને તેમની સાથે જૂદા જૂદા મિશ્રકાળ બનાવવા માટે સહાયકારી તરીકે "છ" અને "હો" ધાતુનાં રૂપો આવ્યાં છે. આવે ઠેકાણે "આવે છે" "આવતો હતો" "આવતો હશે" "આવ્યો છે" "આવ્યો હતો" "આવ્યો હશે" "આવવાનો છે" "આવવાનો હતો" "આવવાનો હશે" એમ બંનેને એકઠાં લઇ આખાને વિધાનપક્ષ કહેવું.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાકયોમાં "છ" અને "હો" ધાતુ શું કામ કરે છે? તથા તેનું પ્રશ્નક્કરણ કરો.

૧. વિલાયતમાં ઘણા હુન્નર છે.
૨. વિલાયતમાં સંચા ઘણા છે.
૩. નાના નાના વાળ હોય છે.
૪. પશુને કરોડ હોય છે.
૫. બચ્ચાં અવતરે છે.
૬. પક્ષી ઇંડાં મૂકે છે.

૭. પીંછાં પીળાં હોય છે.
૮. ખાણુમાં ઊંડા ખાડા હોય છે.
૯. તેઓના નખ અણીઆળા હોય છે.
૧૦. નેપાળના લોકો પહાડી છે.
૧૧. કૈકુબાદને નઠારો વજીર મળ્યો હતો.
૧૨. ચંદુએ મને ગુણુ કર્યો છે.
૧૩. તેણે ઘણી ગાયો લીધી હતી.
૧૪. તેણે ચોપડીઓ લીધી હતી.
૧૫. તેનામાં લગારે બળ નહોતું.
૧૬. હું અમદાવાદ જતો હતો.
૧૭. દેશ વરો દીધો છે તાત.
૧૮. રચ્યા છે રૂડા છંદ દલપતરામે.
૧૯. હતો હું સૂતો પારણે પુત્ર નાનો.
૨૦. નથી તે ગણાતું.
૨૧. નારી ભરતી'તી ત્યાં નીર.
૨૨. રાય તજવું છે તારૂં ગામ.
૨૩. નામ પાડે છે હેત હરી.
૨૪. નહોતો સંપ લગાર.
૨૫. સુખ સઘળાં છે સાપમાં.

---

## મનોયત્ન ૨ જું.

"છ" અને "હો" ધાતુઓ હયાતી બતાવી વિધાનપક્ષ તરીકે વપરાય, સંયોજક તરીકે વપરાય, અને સહાયકારી ક્રિયાપદ તરીકે આવી મિશ્રકાળ બનાવે એવા પાંચ પાંચ વાક્યો આપો.

---

## મનોયત્ન ૩ જું.

### નીચેના શબ્દોથી વાક્યો રચો ?

ઘોડામાં, શક્તિ, નહોતી, જરા, ત્યાં, કામ, જે, કરવાનું હતું, કીધો હતો, ભાત, કમોદનો, સુંદર, માંહે, વડી, નાંખી હતી, એક, ગામ, છોકરો, જતો હતો, ઘોડો, હશે, ભોમિયો, ડાળીઓ, હોય છે, ઝાડને, હમે, વસ્તારી, બહોળા, મેં, ગુણ, કર્યો છે, ઘોડાને,

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. "છ" અને "હો" ધાતુઓ પોતે ક્યારે વિધાનપક્ષ બને છે?
૨. તેમના બીજા ઉપયોગ કયા કયા છે ?
૩. સંયોજક કોને કહે ? અને તેનો શો ઉપયોગ છે?
૪. મિશ્રકાળ કોને કહે છે ?

૫. તેમનાં રૂપો કેવી રીતે બને છે ?
૬. મુખ્ય ક્રિયાપદ એટલે શું ?
૭. સહાયકારી એટલે શું ?
૮. મિશ્રકાળનાં રૂપ આવ્યાં હોય ત્યાં વિધાનપક્ષ કેટલાને કહેવું ?

---

## પાઠ ૬ ઠો.

### ધાતુનો ઉપયોગ.

ઘણું કરીને ધાતુઓ ઉપરથી થએલાં ક્રિયાપદો વિધાનપક્ષ બને છે, પરંતુ કેટલાક ધાતુઓનો ઉપયોગ નીચે મુજબ થાય છે.

"છ" અને "હો" ધાતુઓ હયાતી બતાવે છે તેથી સંયોજક તરીકે વપરાયછે, અને સહાયકારી તરીકે મિશ્રકાળ બનાવે છે, એ વિષે આપણે શીખી ગયા.

થા, બન, ઠર અને પડ એ ધાતુઓ મુળભેદમાં હોય, અને કર, કહે, ગણ, અને દેખ એ ધાતુઓ શક્યભેદમાં હોય ત્યારે, તેમનો નીચે પ્રમાણે ઉપયોગ થાય છે.

| | |
|---|---|
| ૧. વાત થઇ. | ૫. કામ કરાયું. |
| ૨. ચોપડી બની. | ૬. વાત કહેવાઇ. |
| ૩. કીંમત ઠરે છે. | ૭. મોતી ગણાયાં. |
| ૪. કેરી પડી. | ૮. સૂરજ દેખાયો. |

આ વાક્યોમાં વાતના થવાપણા વિષે, ચોપડીના બનવાપણા વિષે, કીંમતના ઠરાવાપણા વિષે, કેરીના પડવા વિષે, કામના કરાયાપણા વિષે, વાતના કહેવાયાપણા વિષે, મોતીના ગણાયાપણા વિષે, અને સૂરજના દેખાવાપણા વિષે આપણે બોલીએ છીએ, એટલે તે ધાતુઓજ વાતનો મુખ્ય વિષય છે; માટે આ ઠેકાણે તેઓ વિધાનપક્ષ તરીકે વપરાયા છે.

| | |
|---|---|
| ૧. વાત મોટી થઈ. | ૨. ચોપડી સારી બની. |
| ૩. કીંમત રૂપિયો ઠરી. | ૪. કેરી ઘણી પડી. |
| ૫. કામ સારૂં કરાયું. | ૬. વાત લાંબી કહેવાઇ. |
| ૭. મોતી ઘણાં ગણાય. | ૮. સૂરજ મોટો દેખાયો. |

આ વાક્યો એજ ધાતુઓમાં વાતનો મુખ્ય વિષય નથી, માટે તેમની જોડે વપરાએલા નામ, કે વિશેષણના શબ્દો અને ક્રિયાપદ મળીને વિધાનપક્ષ થાય છે.

---

## મનોયત્ન ૧ લું.

નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરો, અને તેમાં ધાતુનો ઉપયોગ શો છે તે બતાવો ?

| | |
|---|---|
| ૧. છોકરો આવે છે. | ૫. મૂછાળો મૂર્ખ મોટો થઈ. |
| ૨. ચંદુ ચોપડી વાંચે છે. | ૬. તે ધંધો થાય છે ટૂંકો. |
| ૩. પક્ષી ઘણી જાતનાં થાય છે. | ૭. ચંદ્ર મોટો દેખાયો. |
| ૪. તે સારા સ્વભાવનો દેખાય છે. | ૮. માસ્તરે હિસાબ કરાવ્યા. |

---

## પાઠ ૭ મો.

### વિધાનપક્ષનો વધારો કરનાર—વિભક્તિવાળા શબ્દો.

નામ, સર્વનામ, કૃદંત આદિને વિભક્તિના પ્રત્યય લાગીને તે પણ ક્રિયાવિશેષણની પેઠે સ્થળ, કાળ, હેતુ, કારણ, વગેરેના સંબંધ બતાવે છે, અને વિધાનપક્ષનો વધારો કરે છે.

#### પહેલી વિભક્તિ. ( પ્રત્યય વગરનાં રૂપ. )

| | |
|---|---|
| ૧. હું અમદાવાદ ગયો. | [ સ્થળ બતાવે છે. ] |
| ૨. આ વેળા ઉઘવાની નથી. | [ વખત બતાવે છે. ] |
| ૩. હું મિનિટ કામ કરું છું. | [ વખતનું માપ બતાવે છે. ] |
| ૪. ઘોડો માઇલ ગયો. | [ અંતર બતાવે છે. ] |

કર્તા, કર્મ, સંબોધન અને પરિમાણાર્થ સિવાય બાકીના બધા અર્થમાં પહેલી વિભક્તિ વિધાનપક્ષનો વધારો ( વૃદ્ધિ ) કરે છે.

---

#### બીજી વિભક્તિ.

| | |
|---|---|
| રાવતને બે કુંવર છે.<br>વનસ્પતિને આકર્ષણ શક્તિ છે. | } સંબંધ બતાવે છે. |

સકર્મક ક્રિયાપદના સંબંધમાં વપરાતા બીજી વિભક્તિવાળા શબ્દો ઉપસ્થ અને અનુપસ્થ કર્મ તરીકે ગણાય છે, પરંતુ અકર્મક ક્રિયાપદના સંબંધમાં વપરાતા બીજી વિભક્તિવાળા શબ્દો સંબંધાર્થે વપરાય છે; અને વિધાનપક્ષનો વધારો કરે છે.

વળી સકર્મક ક્રિયાપદ હોય અને તે વાક્યમાં અનુપસ્થ અને ઉપસ્થ એવાં બને કર્મો આવ્યાં હોય, પછી તે વાક્યને સહ્યભેદમાં મૂકીએ; તો પ્રથમનો કર્ત્તા સહ્યભેદમાં કારણ થાય છે. પ્રથમનું ઉપસ્થ કર્મ તે કર્તા બને છે, અને અનુપસ્થ કર્મ એમનું એમ કાયમ રહે છે; માટે તેને વિધાનપક્ષનો વધારો ન ગણતાં અનુપસ્થ કર્મ ગણવું; કારણકે મૂળ ક્રિયાપદ સકર્મક હતું; ત્યારે તે અનુપસ્થ કર્મ હતું. હવે આ ઠેકાણે સકર્મક ક્રિયાપદનુંજ અકર્મક બન્યું છે, માટે ભાવાર્થ ઘણો ખરો એમને એમ રહે છે; એટલે અનુપસ્થ કર્મ પહેલાં જે કામ કરતું હતું તેજ; કામ અહીં કરે છે; માટે સહ્યભેદમાં બીજી વિભક્તિ વાળો શબ્દ અનુપસ્થ કર્મમાં ગણવા.

### દાખલા.

૧. **બાપુલાલને** બે ભાઈ છે.
૨. **બકરીને** ચાર બચ્ચાં છે.
૩. **આંબાને** કેરીઓ આવી.
૪. **લંગડાને** પગ નથી.
૫. **કૂતરાને** પૂછડી છે.
૬. **ઘરને** મેડો છે.

ઉપરનાં વાક્યોમાં **બાપુલાલને, બકરીને, આંબાને, લંગડાને, કૂતરાને, ઘરને,** એ શબ્દો વિધાનપક્ષનો વધારો કરે છે; કારણકે અકર્મક ક્રિયાપદ છે; માટે તેમાં કર્મ હોયજ નહિ.

હું છોકરાને સ્લેટ આપું છું.

અહીં "છોકરાને" એ શબ્દ અનુપસ્થ કર્મ છે, કારણકે ક્રિયાપદ સકર્મક છે. ઉપલા વાક્યને સહ્યભેદમાં મૂકીએ, તો મારાથી '**છોકરાને** સ્લેટ અપાઈ,' આ વાક્યમાં 'છોકરાને' એ અનુપસ્થ છે, કારણકે સહ્યભેદનું વાક્ય છે; એટલે પ્રથમ ક્રિયાપદ સકર્મક હતું.

---

## ત્રીજી વિભક્તિ.

કર્ત્તા સિવાય બીજા બધા અર્થમાં ત્રીજી વિભક્તિવાળા શબ્દો વિધાનપક્ષનો વધારો કરે છે.

૧. તેણે **દાતરડે** ઘાસ કાપ્યું.
૨. મેં **પેનસિલે** કાગળ લખ્યો.

} કરણ ( સાધન ) બતાવે છે.

| | |
|---|---|
| ૩. **ગરમીએ** માથું દુઃખે છે.<br>૪. **મરકીએ** ઘણાં માણસ મરે છે. | કારણ બતાવે છે. |
| ૫. **આશો** ભીલ **ત્રણસેં કામઠીએ** ચઢયો [ સાહિત્ય બતાવે છે. ] | |
| ૬. સોપારી **બાર રૂપીએ** મણ છે.<br>૭. દૂધ **બે પૈસે** શેર મળે છે. | મૂલ્ય બતાવે છે. |
| ૮. તે **ગોધરે** જાય છે.<br>૯. તે **વડે** ચઢયો.<br>૧૦. તેને **ગળે** કંઠી છે.<br>૧૧. તે **કાને** બહેરો છે.<br>૧૨. મેં મગનને **ખભે** બેસાડયો. | સ્થળ બતાવે છે. |
| ૧૩. બાસુદીમાં **શેરે** અચ્છેરીકી ખાંડ નંખાય છે. [ પરિમાણ બતાવે છે. ] | |
| ૧૪. તે **સવારે** વાંચે છે.<br>૧૫. હું **રાતે** જાગુછું | વખત બતાવે છે. |
| ૧૬. હું ઘણે **વર્ષે** પાસ થયો.<br>૧૭. મને **મહિને** મટયું. | મુદ્દત બતાવે છે. |

---

## ચોથી વિભક્તિ.

| | |
|---|---|
| ૧. વહાણ વિલાયત **જવાને** નીકળ્યાં.<br>૨. હું મગનને **મળવાને** જાઉંછું. | હેતુ બતાવે છે. |

---

## પાંચમી વિભક્તિ.

| | |
|---|---|
| ૧. તે **ઝાડથી** પડયો.<br>૨. હું **કાશીથી** આવ્યો. | વિયોગ બતાવે છે. |
| ૩. તે પાંચ **વરસથી** અભ્યાસ કરે છે. | અવધિ બતાવે છે. |
| ૪. સૂતર **રેંટીઆથી** કંતાય છે. | કરણ ( સાધન ) બતાવે છે. |
| ૫. તે **ટાઢથી** મરી ગયો. | કારણ બતાવે છે. |
| ૬. **અંત્રિક્ષથી** નવ આવે નીર. | મૂળ બતાવે છે. |
| ૭. તમે **હોંશીઆરીથી** ભણજો. | સાહિત્ય બતાવે છે. |

૮. ગોધ્રશથી નડીઆદ મોટું છે. } ન્યુનાધિકતા (મુકાબલો) બતાવે છે.
૯. અંબુથી મગન નાનો છે.

## છઠ્ઠી વિભકિત.

૧. હું રાતનો જાગુછું. } કાળ બતાવે છે.
૨. તે સવારનો ઉઠયો છે.
૩. તે કાલનો આવ્યો છે.
૪. પેટી લાકડાની થઇ. ઉત્પત્તિ બતાવે છે.

## સાતમી વિભકિત.

૧. હું શહેરમાં ગયો. } સ્થળ બતાવે છે.
૨. પગમાં ફલ્લાં છે.
૩. બાગમાં બહુ ઝાડ નથી.
૪. પશુમાં અકલ નથી.
૫. હું રાતમાં ગયો. કાળ બતાવે છે.
૬. તે રસાયનમાં હોંશીઆર છે. } સ્થિતિ બતાવે છે.
૭. બટાશમાં કેરી સારી છે.
૮. તે સુખમાં રમે છે.
૯. તે હોંશીઆરીમાં આવ્યો.

ઉપર મુજબ વિભકિત વાળા શબ્દો ક્રિયાવિશેષણની પેઠે ઘણા અર્થમાં વપરાઇ વિધાનપક્ષની વૃદ્ધિ કરે છે. ઘણી વખત વિભકિતના બેવડા તેવડા પ્રત્યય આવી તે દરેકના અર્થનો ભાસ થાય છે. જેમકે:—

૧. વાડામાંથી પાડું એક છુટું થઇને નાઠું છેક.
૨. છોકરાનામાં બુદ્ધિ નથી.
૩. છોકરાનામાંથી બુદ્ધિ ઘટી.
૪. આંખેથી ઓછું દેખાયું.
૫. પગને અંગુઠે વાગ્યું.

ક્રિયા વિશેષણ પછી પણ કેટલીક વખત વિભકિતના પ્રત્યય આવી તેમના અર્થમાં ફેરફાર કરે છે. જેમકે:—

૧. હું કયારનો બેશી રહ્યો છું. ૨. તમે કયાંથી આવ્યા.
૩. અંદરથી પોલાપોલ છે. ૪. માંહેથી એક માણસ બોલ્યો.

## મનોયત્ન ૧ લું.

**નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો, અને તેમાં વિભક્તિઓ વાળા શબ્દો શું શું કામ કરે છે તે કહો?**

૧. સૂતર કપાસનું બન્યું.
૨. તેમાંથી એ મીઠું પકવે છે.
૩. તેમાંનું મીઠું કાઢી વખારો ભરે છે.
૪. પહેલાં ચકમકને ભઠ્ઠીમાં પકવે છે.
૫. સામતસિંહને પેટે કાંઇ સંતાન નહોતું.
૬. તે સામતસિંહની બેન લીલાદેવી વેરે પરણ્યો હતો.
૭. ગીઝનીમાં પાઠશાળા સ્થાપી.
૮. ગીઝનીના દરબારમાં ઇરાની આવ્યા.
૯. તે રમવાને આવ્યો.
૯. હું ચોપડી માટે દુકાને જાઉં છું.
૧૧. શરદીથી મને ટાઢું લાગે છે.
૧૨. સમુદ્ર કાંઠે ખાવાનું શોધવા જાય છે.
૧૩. પાલીતાણાના પર્વતને સિદ્ધાચલ કહેછે.
૧૪. યુરોપખંડની દક્ષિણે આફ્રિકા ખંડ છે.
૧૫. સૂરજનાં કિરણ માથે ઊભાં પડે છે.
૧૬. લાંકડાને કૂતરાની પેઠે ચાર પગ હોય છે.
૧૭. લોક જાત્રા કરવામાટે દ્વારકાં જાય છે.
૧૮. નસોમાંથી રેસા નીકળે છે.
૧૯. એક વહાણ વિલાયતથી ચીન જાય છે.
૨૦. તે એક મછવામાં કૂદી પડ્યો.
૨૧. તેણે ભીંતે નોટીસ ચોડી.
૨૨. તે બારણે નંગર પાડે છે.
૨૩. ડાબો આંખે કાણો છે.
૨૪. રાજા બસે ઘોડે આવ્યો.
૨૫. શિવાજીથી ઔરંગઝેબ મોટો હતો.
૨૬. મેં તેને ભાલે માર્યો.
૨૭. મેં તેને ભાલાથી માર્યો.
૨૮. તે પગે લંગડો છે.
૨૯. તેના પગમાં વાગ્યું.
૩૦. તે અજમેર ગયો.
૩૧. તાપથી મારૂં માથું દુખે છે.
૩૨. તાપે મારૂં માથું દુખે છે.
૩૩. હું કલાક વાંચું છું.
૩૩. તે સવારમાં વાંચે છે.
૩૫. તે રાતનો વાંચે છે.
૩૬. તે રાતે વાંચે છે.

---

## મનોયત્ન ૨ જું.

દરેક વિભક્તિવાળા શબ્દો વાક્યમાં શું શું કામ કરે છે; તેના પાંચ પાંચ દાખલા આપી સમજાવો, અને તે કોનો વધારો કરે છે; તે પણ સમજાવો.

---

## મનોયત્ન ૩ જું.

### નીચેના શબ્દો લઈ વાક્યો રચો.

બાયુમાંથી, સોંસરી વીજળી, ચાલી જાય છે, કદી, વાત, હૈયેથી, જતી નથી, કૂતરો, એક, રસ્તામાં, મળ્યો, ઉનની, શાલ, બને છે, જુક્તિથી, એમ, પાડવી, ટેવ, ગાય, ગોકળ, ઘરમાં, ભરાય છે, પૂરીઓ, નીકળી, માંહેથી, મૂળ, એનાં, ઉડાં છે, ભોયમાં, લપેટી, લેવું, ડીલે, લૂગડું.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. કઈ કઈ વિભક્તિઓ વિધાનપક્ષનો વધારો કરે છે ?

૨. શા કારણથી ?

૩. દરેક વિભક્તિ શા શા અર્થે વધારો કરે છે. ?

૪. તેઓ ક્રિયાવિશેષણને કેવી રીતે મળતી આવે છે. ?

---

## પાઠ ૮ મો.

### વિધાનપક્ષનો વધારો કરનાર બીજા શબ્દો.

### વિશેષણો પણ વિધાનપક્ષનો વધારો કરે છે. જેમકે,

૧. આ છોડી **સારી** છે.

૨. તે છોકરો **ઘણો** આથડ્યો.

૩. તાપ **બહુ** પડે છે.

૪. શહેર **વિશાળ** છે.

૫. તે **નઠારા** દેખાય છે.

૬. એ **તાર** ચીકણો થાય છે.

૭. તે **ધીમો** ચાલે છે.

આ વાક્યોમાં વિશેષણ વિધાનપક્ષનો વધારો કરે છે. કૃદંતો પણ ક્રિયાવિશેષણની પેઠે વપરાઇને વિધાનપક્ષનો વધારો કરે છે. જેમકે:—

૧. હું ગામમાં **થઇને** ગયો.

૨. તે કામ **કરતાં** શીખ્યો.

૩. ધૂળ પોસો **ભરીને** નાંખવી.

૪. અંબુ **દોડતો દોડતો** આવ્યો.

૫. હું **ચાલતો** આવ્યો.

નામાદિથી બનેલા વિધાનપક્ષનો પણ વિશેષણ વધારો કરી શકે છે.

૧. માણસ એક પ્રાણી છે.
૨. જાયફળ સૂકી બીજ છે.
૩. વાઘ બહુ વિકરાળ છે.
૪. પૂછડી ઘણી મોટી છે.

કર્ત્તા કર્મના વધારા તરીકે શબ્દયોગી અવ્યયવાળા સમુદાયો આવે છે, તેના કરતાં વિધાનપક્ષના વધારા તરીકે તેવા સમુદાયો વધારે આવે છે; એટલે તે ક્રિયાવિશેષણ તરીકે વપરાઇને વિધાનપક્ષનો વધારો કરે છે.

૧. હું ઝાડ તળે બેઠો.
૨. તે છોડ ઉપર માળા બાંધે છે.
૩. હું તેની આગળ બેઠો.
૪. વસતાં વન મોઝાર.
૫. તે મારી પછાડી આવે છે.
} ઠેકાણું બતાવે છે.

૬. ઘોડો આના ભણી છોડી મુક્યો.
૭. તે સમુદ્ર ગમ ગયો.
૮. મેં ચંદુ તરફ જોયું.
} દિશા બતાવે છે.

૯. મારે જયાનંદ જોડે બનતું નથી.
૧૦. મગન તેની સાથે ગયો.
} સાહિત્ય બતાવે છે.

૧૧. હું તેમની પછી જઇશ.
૧૨. તે મારી આગળ ગયો છે.
} કાળ બતાવે છે.

૧૩. હું ચાલતા લગણ નહિ આવું.
૧૪. તે પાંચ વર્ષ સૂધી જીવ્યો.
} મુદત બતાવે છે.

૧૫. કાકા મારે સારૂ ટોપી લાવ્યા.
૧૬. હું અંબુ કાજે લઉછું.
} હેતુ બતાવે છે.

૧૭. મ્હેં દાતરડાવડે ઘાસ કાપ્યું.
૧૮. મ્હેં ચપ્પુવડે કલમ ઘડી.
} કરણ (સાધન) બતાવે છે.

૧૯. ગરમીને લીધે માથું દુઃખે છે. [ કારણ બતાવે છે.
૨૦. ખાંડ કરતાં ગોળ સોંઘો મળે છે. [ મુકાબલો કરે છે.

કોઈ વખત ક્રિયાવિશેષણ પછી શબ્દયોગી આવે છે.

૧. હજી લગણ ભક્ષ મળ્યું નહિ.
૨. ત્યાર પછી વલ્લભીપુરમાં રાજ્ય થયું.
૫. તે હજીસુધી આવ્યાં નહિ.
૬. તે કાલ સૂધી નવી થવાની નથી.

૩. તું ક્યાં સૂતી આવીશ.

૪. ત્યાર કેડે માંહે હળ ફેરવે છે.

૭. ત્યાર પહેલાં શીખશે નહિ.

૮. તમે જ્યાં લગણ નહિ આવ્યો.

શબ્દયોગી પછી વિભક્તિના પ્રત્યય આવી આખા સમુદાયના ઉપયોગમાં ફેરફાર કરે છે.

૧. તે **મારી પાસેનું** ખેતર વેચે છે.
૨. તેણે **મારી કનેનું** જમરૂખ લીધું.
૩. તેણે **મારી પાસેના** પૈસા માગ્યા.
૪. **મારી જોડેનો** છોકરો આવ્યો.
૫. **મેં તેની નીચેનું** લખાણ વાંચ્યું.

છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય આવવાથી આખો સમુદાય વિશેષણ જેવો થઈ કર્ત્તા કર્મનો વધારો કરે છે.

૧. **ચંદુ કનેથી** ગાય નાશી ગઇ
૨. તે **ઝાડ ઉપરથી** પડ્યો.

પાંચમી વિભક્તિનો પ્રત્યય આવી વિયોગાર્થ બતાવી ક્રિયાવિશેષણની પેઠે વિધાનપક્ષનો વધારો કરે છે.

૧. તે **લાટાની વચમાં** દબાયછે.
૨. હું **તેની સન્મુખમાં** ઉભો છું.

સાતમીનો પ્રત્યય આવી સ્થળ બતાવે છે અને વિધાનપક્ષનો વધારો કરે છે.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરો, અને તેમાં વિધાનપક્ષનો વધારો કયા શબ્દો કરે છે તે બતાવો.

૧. પત્થર નિર્જીવ પદાર્થ છે.
૨. પૂછડીનો છેડો કાળો હોય છે.
૩. ગામમાં વાંદરાં ઘણાં હોય છે.
૪. આ માણસ ઉત્તમ પંક્તિનો છે.
૫. નહોતો સંપ લગાર.
૬. ઝાડોની નીપજ ઘણી થાય છે.
૭. મેં ઉંદરને ખડા પાસે ફરતાં દીઠા.
૮. એકને આડો પડીને આળોટતો દીઠો.
૯. લોંકડીઓ ખોદીને રહે છે.
૧૦. ભેંસ ઉપર વાળ આછા આછા છે.
૧૧. છોકરો રડતો રડતો જાય છે.
૧૨. માણસને અક્કલ ઘણી આપેલી છે.
૧૮. તાંતણા ઘણા મજબૂત હોય છે.
૧૯. ચકમકનાં વાસણ ઘણાં ધોળાં હોયછે.
૨૦. કેટલાક પહાડ બહુ ઉંચા છે.
૨૧. કલાઇનો રંગ ધોળો છે.
૨૨. તે સીસા કરતાં જરા વધારે કઠણ છે.
૨૩. સદ્ગુણનું મૂલ ઘણું વધારે છે.
૨૪. ઝવેર ઘણાં ખૂબ સુરત હોય છે.
૨૫. તે ઘેરા લાલ રંગનું હોય છે.
૨૬. છોકરાને કંઠીઆ કરતાં આવડયા.
૨૭. કલાઈ સાત ગણી ભારે છે.
૨૮. દંતૂશળ તોલમાં ઘણા ભારે છે.
૨૯. તેણે લાટો કઢાવીને કહ્યું.

૧૩. મને ભૂખ કકડીને લાગી હતી.
૧૪. એણે રસ્તામાં કામ ખોટું કીધું.
૧૫. બોલતાં જરા લાજતી નથી.
૧૬. તને રાંધાનું બહુ લાગે છે.
૧૭. પરમેશ્વરે પાણી ભરપૂર આપ્યું છે.
૩૦. કસ્તુરી મૃગ તિબેટમાં બહુ થાય છે.
૩૧. તેણે અફીણ તક્ષપૂર ખાધું.
૩૨. વાસણ ઘણાં સરસ ચળકતાં છે.
૩૩. ચિતારા સારા ખબરદાર રાખેલા છે.
૩૪. કસાઇનો રંગ ઘણો પીળો છે.

---

## મનોયત્ન ૨ જું.

### નીચેનાં વાક્યોમાં વિશેષણથી વિધાનપક્ષનો વધારો કરો.

૧. આ શહેર આવ્યું.
૨. તેણે ખાડો ખોદ્યો.
૩. આસ્ટ્રેલિયામાંથી સોનું નીકળે છે.
૪. હાથ ઉતરી ગયો.
૫. હું ચાલ્યો.
૬. સાપ નીકળ્યા.

---

## મનોયત્ન ૩ જું.

### નીચેનાં વાક્યોમાં કૃદંતથી વિધાનપક્ષનો વધારો કરો.

૧. બળદ પડી ગયો.
૨. કૂતરો આવ્યો.
૩. છોકરા કેરી ખાય છે.
૪. મારે જવું પડ્યું.
૫. આ શાક લાવ્યો.
૬. હું બેઠો.

---

## મનોયત્ન ૪ થું.

### વિશેષણથી તથા કૃદંતથી વિધાનપક્ષનો વધારો થાય તેવાં દશ વાક્ય રચો?

---

## મનોયત્ન ૫ મું.

### નીચેના શબ્દો લઇ વાક્યો રચો?

ફૂલ, આવ્યાં છે, કેટલાં, તેમણે, ઉંચું, રાખ્યું, મોં, તે, લખે છે, વાંકા ચૂકા, અક્ષર, પાંખોને, પકડી, પગ, તોડે, છે, બીના, કેટલીક, સુંદર, એવી, રમતો રમતો છોકરો, ઘેર, ગયો, ત્યાં, છે, ઉંડા, બહુ, કૂવા.

---

## મનોયત્ન ૬ ઠ્ઠું.

**નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરો, અને તેમાં શબ્દયોગી અવ્યય વાળા સંમુહો શું શું કામ કરે છે; તે બતાવો.**

૧. તે કૂકડીના ખડા આગળ ઉભો રહ્યો.
૨. કેટલાક મહિના ગયા કેડે ચંદુએ વાત પૂછી.
૩. ઇંડાં સુદ્ધાં તે ઘસડી ગયો.
૪. વાળુ કીધા પછી જીવણરામનો રોષ ઉતરી ગયો.
૫. મોંઢા નીચે હડપચી છે.
૬. તમે કયાં સુધી નહિ આવો ?
૭. દરિયાની 'અધવચ્ચમાં વહાણ ભાગ્યું.
૮. હું ચંદુ પાસેથી ઉઠયો.
૯. ત્યાર પછી વલ્લભીપુરમાં રાજ્ય થયું.
૧૦. વ્યવહાર ચાલવા માટે ધારા બાંધે છે.
૧૧. પૃથ્વી પર પાણી ઘણે ઠેકાણે છે.
૧૨. તે પોતાને રહેવા સારૂ ઘર બાંધે છે.
૧૩. કિલ્લા પાસે એક ડંકો ખાંધ્યો.
૧૪. પહોળાઇ કરતાં લંબાઈ ઘણી છે.
૧૫. મુઆ પહેલાં માંકણ શાની ?

---

## મનોયત્ન ૭ મું.

શબ્દ સાથે શબ્દયોગી જોડાઇ થતો સમુદાય વિશેષણનું કામ કરે, વિશેષણ સાથે જોડાઇ અને ક્રિયા વિશેષણનું કામ કરે એવાં દશ દશ વાકયો રચી બતાવો ?

---

## મનોયત્ન ૮ મું.

શબ્દયોગી પછી વિભક્તિના પ્રત્યય આવે એવાં પાંચ વાકય રચો, અને તેથી થએલા દરેક સમુદાય શું શું કામ કરે, છે; તે દેખાડો ?

---

## મનોયત્ન ૯ મું.

ક્રિયાવિશેષણ પછી શબ્દયોગી વપરાઇ વિધાનપક્ષનો વધારો કરે તેવાં દશ વાકયો રચો ?

---

## મનોયત્ન ૧૦ મું.

### નીચેના શબ્દો લઇ વાકયો રચો ?

સલુકાઇથી, બોલવું, મેમાન, સાથે, કહેલું, કામકાજ, મજ સરખું, હાથે વતી, મસળી નાંખવું, લૂગડું, સળગેલું, લાકડી, તમારી, નાંખો, મારી, ભણી, વટાણા, જેવડા, થશે, મરવા, પાકવા પર, આવી હોય, કેરી.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. વિધાનપક્ષનો વધારો કરનાર કયા કયા શબ્દો હોય છે ?
૨. ક્રિયાપદ શિવાયના વિધાનપક્ષનો વધારો કેવી રીતે થાય છે ?
૩. શબ્દયોગી અવ્યય કોની કોની પછી આવીને શું શું કામ કરે છે ?
૪. શબ્દયોગી પછી બમે વિભક્તિના પ્રત્યય આવવાથી શી અસર થાય છે.

---

## પાઠ ૯ મો.

### નામરૂપી શબ્દ સમુદાય.

અત્યાર સુધી આપણે એક એક શબ્દથી વાકયો જોડવાનું કામ શરૂ કર્યું, પરંતુ શબ્દ સમુદાયો પણ વાકયમાં છૂટા છૂટા શબ્દો જેવું કામ કરે છે.

૧. **નોટ લખવી** સારી છે. ૨. **મહેનત કરવી** જરૂરની છે.
૩. **વિદ્યા શીખવી** અગત્યની છે.

આ વાકયોમાં "નોટ લખવી" "મહેનત કરવી" "વિદ્યા શીખવી" એ નામ રૂપી શબ્દ સમુદાયો કર્ત્તા છે.

૧. મેં **નોટ લખવી** સારી ગણી. ૨. તમે **મહેનત કરવી** ઉત્તમ ગણી.
૩. હું **વિદ્યા શીખવી** અગત્યની માનું છે.

આ વાકયોમાં એજ નામરૂપી શબ્દ સમુદાયો કર્મ છે.

૧. તમે **વિદ્યા શીખનાર** છો. ૨. તમે **નોટ લખાવનાર** છો.

આ વાકયોમાં "વિદ્યા શીખનાર" "નોટ લખાવનાર" એ નામરૂપી શબ્દ સમુદાયો વિધાનપક્ષ છે.

---

## પાઠ ૧૦ મો.

### વિશેષણ રૂપી શબ્દ સમુદાય.

આ સમુદાય નીચે પ્રમાણે કર્તાનો વધારો કરે છે.

૧. **મારો વહાલો** દીકરો આવે છે.
૨. **જ્ઞાનથી ભરેલો** છોકરો જાય છે.
૩. **પાણીમાં પડેલો** આખલો નાઠો.
૪. **અમારા કાકાનો** દીકરો જાયછે.
૫. **તમારો કાળો** ઘોડો દોડે છે.
૬. **માલોજી મરેઠાનો વંશજ** શિવાજી છે.

વળી એ સમુદાય કર્મનો વધારો કરે છે.

૧. મેં **જ્ઞાનથી ભરેલો** છોકરો જોયો.
૨. હું **તમારો કાળો** ઘોડો લાવુંછું.
૩. મેં **પાણીમાં પડેલી** રોટલી ખાધી.
૪. તમે **મારા કાકાના** દીકરાને બોલાવજો.
૫. તમે **હેડમાસ્તરના વર્ગના વિદ્યાર્થી** ચંદુને મોકલો.

વળી આ સમુદાય વિધાનપક્ષ પણ બને છે.

૧. તેઓ **વખાણ કરવા જોગ** છે.
૨. તેઓ **પૂજવા યોગ્ય** છે.

---

## પાઠ ૧૧ મો.

### ક્રિયાવિશેષણ રૂપી શબ્દ સમુદાય.

આ સમુદાય વિધાનપક્ષનો વધારો કરે છે.

૧. મેં **બરૂની કલમથી** કાગળ લખ્યો.
૨. હું **બાગમાં થઈને** આવ્યો.
૩. તે **ભાઈજીના** ખેતરમાં **થઈને** આવ્યો.
૪. દિલ્હીના બાદશાહ અકબરને ચાર પુત્ર હતા.
૫. તમે **ભાડૂવાળા મગનના ઘરની ભીંતે** કાગળ ચોડો.
૬. આપણે **માતાની ઉજાણી કરવાને** જઈશું.

૭. હું ગાંઠીઆ તાવના રોગથી પીડાઉંછું.
૮. હું આજ પાછલી રાતનો ઉઠેલો છું.
૯. અમે દરિયામાં ફરતા મછવામાં બેઠા.
૧૦. તમે બે વર્ષ સુધી રહેજો.
૧૧. હું મગન માળીના ઘરમાં રહુંછું.
૧૨. તમે ઘણી ઉદ્ધતાઈથી બોલોછો.
૧૩. તે છોકરાને વાસ્તે બનાવ્યું છે.

---

## મનોયત્ન ૧ લું.

**નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરો, અને તેમાં વપરાએલા શબ્દ સમુદાયો શું શું કામ કરે છે તે બતાવો?**

૧. સંગરાણો સીક્રીની લડાઇમાં હાર્યો.
૨. લુચ્ચા લોકો ચોરી કરવી સરસ ગણે છે.
૩. સવારમાં વહેલું ઉઠવું સારૂં છે.
૪. હાથ પગ ધોવા જરૂરના છે.
૫. આ માણસ લૂગડાં ધોનાર છે.
૬. તમે સરકામાં બોળેલું કપડું લાવો.
૭. મેં માથામાં પડેલી જૂ કાઢી નાંખી.
૮. મગન વિદ્યા ભણવાના કામમાં બહુ હોંશિયાર છે.
૯. તમે મારે કાજે ટોપી લાવજો.
૧૦. મેં ભીંતે ચોઢેલો કાગળ ઉખાડયો.
૧૧. તમે છરીની અણીએ કાણું પાડયું.
૧૨. આ વાત સાંભળવા લાયક છે.
૧૩. તે ઠપકો દેવા જોગ છે.
૧૪. કુતરો ઘણામાં ઘણી ઝડપથી નાઠો.
૧૫. તમે ગોકળવાડામાં થઇને આવજો.
૧૬. હું સૌથી સરસ ગણાતા ઘોડા લઇને જઉંછું.

---

## મનોયત્ન ૨ જું.

નામ રૂપી શબ્દ સમુદાય વાક્યમાં કર્ત્તા, કર્મ, અને વિધાનપક્ષ તરીકે વપરાય એવા પાંચ પાંચ દાખલા આપો?

---

## મનોયત્ન ૩ જું.

વિશેષણ રૂપી શબ્દ સમુદાય વાક્યમાં કર્ત્તા, કર્મનો વધારો કરે, અને વિધાનપક્ષ બને, એવા પાંચ પાંચ દાખલા આપો.

---

## મનોયત્ન ૪ થું.

ક્રિયા વિશેષણ રૂપી શબ્દ સમુદાય વાક્યમાં વિધાનપક્ષનો વધારો કરે એવાં પાંચ વાક્યો રચો ?

---

## મનોયત્ન ૫ મું.

### નીચેના શબ્દો લઇ વાક્યો રચો ?

હાર્યો, મરેઠા, લડાઈમાં, પાણીપતની, હું, શીખ્યો, ડુબકી, મારતાં, તમારા, કાકાનો, આવે છે, મિત્ર, તમે, બંદુકની, વાઘ, ગોળીએ, માર્યો, તે, સ્લેટ, વાસ્તે, ગયો, બકરીને, થયાં, પેલી, બચ્ચાં, સાત, આપણે, રમત, રમવાનો, લઈ જઇશું, દટો.

---

### પરીક્ષાના પ્રશ્ન.

નામ રૂપી શબ્દ સમુદાય એટલે શું ?
વિશેષણ રૂપી શબ્દ સમુદાય એટલે શું ?
ક્રિયાવિશેષણ રૂપી શબ્દ સમુદાય એટલે શું ?
વાક્યમાં તે દરેકનો શો ઉપયોગ છે.

---

## પાઠ ૧૨ મો.

### પૃથક્કરણનો નમુનો.

" આફ્રિકાના મધ્ય ભાગમાંથી પાછા આવતાં મંગોપાર્કને વાટમાં કેટલાંક હથીઆરબંધ માણસ મળ્યાં.

**વાક્યનાં અંગ**---

૧. કર્ત્તાનો વધારો—૧. કેટલાંક  ૨. હથીઆર બંધ.

૨. કર્ત્તા—માણસ.

૩. વિધાનપક્ષનો વધારો— { ૧. આફ્રિકાના મધ્ય ભાગમાંથી પાછા આવતાં. ૨. મંગોપાર્કને. ૩. વાટમાં. }

૪. વિધાનપક્ષ—મળ્યાં.

**સવિસ્તર પૃથક્કરણ:—**

૧. **આફ્રિકાના:**—નામ, સંબંધાર્થે છઠ્ઠી વિભક્તિ, "ભાગ" ને ઓળખાવે છે.
૨. **મધ્ય:**—વિશેષણ—"ભાગ" ને ઓળખાવે છે.
૩. **ભાગમાંથી:**—નામ, વિયોગાર્થે સાતમી સાથે પાંચમી વિભક્તિ "પાછા આવતાં" એ શબ્દનો વધારો કરે છે.
૪. **પાછા:**—ક્રિયાવિશેષણ.
૫. **આવતાં:**—ક્રિયાવિશેષણ રૂપી કૃદંત.
(૪, ૫) એકઠા થઇને વિધાનપક્ષનો વધારો કરે છે.
૬. **અંગોપાર્કને:**—નામ, સંબંધાર્થે બીજી વિભક્તિ.
૭. **વાટમાં:**—નામ, સ્થળાર્થે સાતમી વિભક્તિ, વિધાનપક્ષનો વધારો કરે છે.
૮. **કેટલાંક:**—વિશેષણ કર્તાનો વધારો કરે છે.
૯. **હથિયારબંધ:**—વિશેષણ કર્તાનો વધારો કરે છે.
૧૦. **માણસ:**—નામ, પહેલી વિભક્તિ, વાક્યનો કર્તા.
૧૧. **મળ્યાં:**—ક્રિયાપદ, વાક્યનું વિધાનપક્ષ.

**(૨) "ગાલ જાતના જંગલી લોકો ઉત્તર તરફથી આવીને એ વખતમાં ગ્રીસ ઉપર હુમલો કરતા."**

**વાક્યનાં અંગ—**

૧. **કર્તાનો વધારો:**—ગાલ જાતના જંગલી.
૨. **કર્તા:**—લોકો.
૩. **કર્મ:**—હુમલો.
૪. **વિધાનપક્ષનો વધારો:**—
   ૧. ઉત્તર તરફથી આવીને.
   ૨. એ વખતમાં.
   ૩. ગ્રીસ ઉપર.
૫. **વિધાનપક્ષ:**—કરતા.

**સવિસ્તર પૃથક્કરણ—**

૧. **ગાલ:**—નામ, પહેલી વિભક્તિ સમાનાર્થે "જાત" નો વધારો કરે છે.
૨. **જાતના:**—નામ, છઠ્ઠી વિભક્તિ, સંબંધાર્થે "જંગલી" નો વધારો કરે છે.
૩. **જંગલી:**—વિશેષણ—"લોકો" કર્તાનો વધારો કરે છે.
૪. **લોકો:**—નામ, પહેલી વિભક્તિ, વાક્યનો કર્તા.
૫. **ઉત્તર:**—નામ
૬. **તરફથી:**—શબ્દયોગી ક્રિયાવિશેષણ રૂપી.
૭. **આવીને:**—કૃદંત અવ્યય.
(૫–૭) શબ્દ સમુદાય એકઠા થઇને વિધાનપક્ષનો વધારો કરે છે.

૮. **એ:**—વિશેષણ રૂપી દર્શક સર્વનામ " વખત " ની વૃદ્ધિ કરે છે.

૯. **વખતમાં:**—નામ, સાતમી વિભક્તિ, સ્થળાર્થે, વિધાનપક્ષનો વધારો કરે છે.

૧૦. **ગ્રીસ:**—નામ } એકઠા થઈને વિધાનપક્ષનો વધારો કરે છે.

૧૧. **ઉપર:**—શબ્દયોગી }

૧૨. **હુમલો:**—નામ, પહેલી વિભક્તિ, વાક્યનું કર્મ.

૧૩. **કરતા:**—ક્રિયાપદ, વાક્યનું વિધાનપક્ષ.

**(૩) " મકદુનિયાના પાદશાહ સિકંદરે પોતાનું રાજ્ય ઉગમણા મૂલકોમાં ફેલાવ્યું. "**

**વાક્યનાં અંગ:**—

૧. **કર્ત્તાનો વધારો:**—મકદુનિયાના પાદશાહ.

૨. **કર્ત્તા:**—સિકંદરે.

૩. **કર્મનો વધારો:**—પોતાનું.

૪. **કર્મ:**—રાજ્ય.

૫. **વિધાનપક્ષનો વધારો:**—ઉગમણા મૂલકોમાં.

૬. **વિધાનપક્ષ:**—ફેલાવ્યું.

**સવિસ્તર પૃથક્કરણ:**—

૧. **મકદુનિયાના:**—નામ, છઠ્ઠી વિભક્તિ, સંબંધાર્થે " પાદશાહ " નો વધારો કરે છે.

૨. **પાદશાહ:**—નામ, પહેલી વિભક્તિ, સમાનાર્થે, કર્ત્તા " સિકંદરનો " વધારો કરે છે.

૩. **સિકંદરે:**—નામ, ત્રીજી વિભક્તિ, વાક્યનો કર્ત્તા.

૪. **પોતાનું:**—પુરુષ સર્વનામ, છઠ્ઠી વિભક્તિ, સંબંધાર્થે, કર્મ " રાજ્ય " નો વધારો કરે છે.

૫. **રાજ્ય:**—નામ, પહેલી વિભક્તિ, વાક્યનું કર્મ.

૬. **ઉગમણા:**—વિશેષણ, " મૂલકોમાં " એ શબ્દને ઓળખાવે છે.

૭. **મૂલકોમાં:**—નામ, સાતમી વિભક્તિ, સ્થળાર્થે વિધાનપક્ષનો વધારો કરે છે.

૮. **ફેલાવ્યું:**—ક્રિયાપદ, વાક્યનું વિધાનપક્ષ.

**(૪) " એવામાં રોમની ફોજે સ્પેનમાંથી કાર્થેજીનિયન લોકોને કાઢી મૂકીને છેક આફ્રિકા સુધી તેમની પૂઠ લીધી. "**

૧. કર્તાનો વધારો:—રોમની.
૨. કર્તા:—ક્રોજે.
૩. કર્મનો વધારો:—તેમની.
૪. કર્મ:—પૂઠ.
૫. વિધાનપક્ષનો વધારો:— { ૧. એવામાં. ૨. સ્પેનમાંથી કાર્થેજીનિયન લોકોને કાઢી મૂકીને ૩. છેક આફ્રિકા સુધી. }
૬. વિધાનપક્ષ:—લીધી.

સવિસ્તર પૃથક્કરણ:—

૧. એવામાં:—ક્રિયાવિશેષણ રૂપી વિશેષણ, વખતાર્થે વિધાનપક્ષનો વધારો કરે છે.
૨. રોમની:—નામ, સબંધાર્થે છઠ્ઠીવિભક્તિ, કર્તા "ક્રોજે" નો વધારો કરે છે.
૩. ક્રોજે:—નામ, કરણાર્થે ત્રીજી વિભક્તિ, વાક્યનો કર્તા.
૪. સ્પેનમાંથી:—નામ, વિયોગાર્થે પાંચમી વિભક્તિ.
૫. કાર્થેજીનિયન:—વિશેષણ—"લોકોને" તે ઓળખાવે છે.
૬. લોકોને:—નામ, બીજી વિભક્તિ, "કાઢી મૂકીને" કૃદંતનું કર્મ.
૭. કાઢી:—ક્રિયાવિશેષણ રૂપી કૃદંત. }
૮. મૂકીને:—ક્રિયાવિશેષણ રૂપી કૃદંત. } એકઠા થઈને વિધાનપક્ષનો વધારો કરે છે.
૯. છેક:—ક્રિયાવિશેષણ હદ બતાવનાર "આફ્રિકા સુધી" નો વધારો કરે છે.
૧૦. આફ્રિકા:—નામ. }
૧૧. સુધી:—શબ્દયોગી. } એકઠા થઈને વિધાનપક્ષનો વધારો કરે છે.
૧૨. તેમની:—પુરૂષ સર્વનામ, સંબંધાર્થે છઠ્ઠી વિભક્તિ, કર્મ "પૂઠ" નો વધારો કરે છે.
૧૩. પૂઠ:—નામ-પહેલી વિભક્તિ, વાક્યનું કર્મ.
૧૪ લીધી:—ક્રિયાપદ, વાક્યનું વિધાનપક્ષ.

(૫) "તેમણે મકદુનિયાના લોકો ઉપર બહુ જુલમ કરી હજારો માણસોને ગુલામની પેઠે વેચ્યા."

વાક્યનાં અંગ:—

૧. કર્તા:—તેમણે.
૨. કર્મનો વધારો:—હજારો.
૩. કર્મ:—માણસોને.

૪. વિધાનપક્ષનો વધારો:— { ૧. મકદુનિઆના લોકો ઉપર બહુ જૂલમ કરી. ૨. ગુલામની પેઠે.

૫. વિધાનપક્ષ:—વેચ્યા.

**સવિસ્તર પૃથક્કરણ:—**

૧. તેમણે:— પુરૂષ સર્વનામ, ત્રીજી વિભક્તિ વાક્યનો કર્તા.

૨. મકદુનિયાના:—નામ, સંબંધાર્થે છઠ્ઠીવિભક્તિ, " લોકો " ને ઓળખાવે છે.

૩. લોકો:—નામ.
૪. ઉપર:—શબ્દયોગી.
} એકઠા થઇને " બહુ જૂલમ કરી " ની વૃદ્ધિ કરે છે.

૫. બહુ:—વિશેષણ-" જૂલમ " નો વધારો કરે છે.

૬. જૂલમ:—નામ.
૭. કરી:—ક્રિયાવિશેષણરૂપી કૃદંત.
} એકઠા થઇને વિધાનપક્ષનો વધારો કરે છે.

૮. હજારો:—વિશેષણ-કર્મ " માણસોને " નો વધારો કરે છે.

૯. માણસોને:—નામ-બીજી વિભક્તિ વાક્યનું કર્મ.

૧૦. ગુલામની:—નામ.
૧૧. પેઠે:—શબ્દયોગી.
} એકઠા થઇને વિધાનપક્ષનો વધારો કરે છે.

૧૨. વેચ્યાં:—ક્રિયાપદ, વાક્યનું વિધાનપક્ષ.

## નીચેનાં વાક્યના પૃથકરણનો બીજી રીતે નમુનો.

૧. મકદુનિયાના પાદશાહ સિકંદરે પોતાનું રાજ્ય ઉગમણા મૂલકોમાં ફેલાવ્યું.

૨. ગાલ જાતના જંગલી લોકો ઉત્તર તરફથી આવીને એ વખતમાં ગ્રીસ ઉપર હુમલો કરતા.

૩. આફ્રિકાના મધ્ય ભાગમાંથી પાછા આવતાં મંગોપાર્કને વાટમાં કેટલાંક હથિયારબંધ માણસ મળ્યાં.

૪. તેમણે મકદુનિયાના લોકો ઉપર બહુ જૂલમ કરી હજારો માણસને ગુલામની પેઠે વેચ્યા.

૫. એવામાં રોમની ફોજે સ્પેનમાંથી કાર્થેજીનિયન લોકોને કાઢી મુકીને છેક આફ્રિકા સુધી તેમની પૂઠ લીધી.

| કર્તાનો વધારો (વૃદ્ધિ) | કર્તા. | કર્મનો વધારો (વૃદ્ધિ) | કર્મ. | વિધાન પક્ષનો વધારો. (વૃદ્ધિ.) | વિધાનપક્ષ |
|---|---|---|---|---|---|
| મક દુનિયાના પાદશાહ. | સિકંદરે | પોતાનું | રાજ્ય | ઉગમણા મૂલકોમાં. | ફેલાવ્યું. |
| ગાલ જાતના જંગલી | લોકો | ૦ | હુમલો | ઉત્તર તરફથી આવીને એ વખતમાં ગ્રીસ ઉપર | કરતા. |
| કેટલાંક હાથ યાર બંધ | માણસ | ૦ | ૦ | આંફ્રિકાના મધ્ય ભાગમાંથી પાછા આવતાં મગો પાર્ક ને વાટમાં | મળ્યાં. |
| ૦ | તેમણે | હજારો | માણસોને | મક દુનિયાના લોકો ઉપર બહુ જૂલમ કરી ગુલામની પેઠે | વેચ્યા. |
| રોમની | ફોજે | તેમની | પૂઠ | એવામાં સ્પેનમાંથી કાર્થેજીનિયન લોકોને કાઢી મૂકીને છેક આફ્રિકા સુધી | લીધી. |

પાછળી મુજબ સવિસ્તર પૃથક્કરણ કરવું.

## કર્ત્તા અને કર્મ તરીકે વપરાતા શબ્દો.

**૧. નામ.**

**૨. નામ તરીકે વપરાતા બીજા શબ્દો, જેવાકે,**

અ. સર્વનામ.

બ. વિશેષણ.

ક. કૃદંત.

## કર્ત્તા અને કર્મનો વધારો કરનાર શબ્દો.

**૧. વિશેષણ.**

**૨. વિશેષણ તરીકે વપરાતા શબ્દો, જેવાકે,**

અ. સમાનાર્થ નામ.

ब. છઠ્ઠી વિભક્તિનાં નામ, સર્વનામ અને કૃદંત.

क. વિશેષણ રૂપી સર્વનામ.

ड. વિશેષણ રૂપી કૃદંત.

## વિધાનપક્ષ તરીકે વપરાતા શબ્દો.

૧. ક્રિયાપદ.

૨. ક્રિયાપદની માફક એકલાં વપરાતાં કૃદંત.

૩. નામ, સર્વનામ, વિશેષણ અને ત્રણ પ્રકારનાં કૃદંત.

૪. સંયોજક તરીકે "છ" "હો" "થા" ધાતુઓ.

## વિધાનપક્ષ અને કૃદંતનો વધારો કરનાર શબ્દો.

**૧. ક્રિયાવિશેષણ.**

**૨. ક્રિયાવિશેષણ તરીકે વપરાતા શબ્દો, જેવાકે,**

अ. કાળ અને સ્થળદર્શક પહેલી વિભક્તિનાં નામ.

ब. વિભક્તિ સાથેનાં નામ, સર્વનામ, વિશેષણ અને કૃદંત.

क. શબ્દયોગી જોડેનાં નામ, સર્વનામ, વિશેષણ અને કૃદંત.

ड. ક્રિયાવિશેષણ માફક વપરાયલાં વિશેષણ.

इ. ક્રિયાવિશેષણ રૂપી કૃદંત. ( કૃદંત અવ્યય )

---

## નામ વાકયમાં શું શું કામ કરે છે ?

૧ કર્તા બને છે.

૨. કર્મ બને છે.

૩. વિધાનપક્ષ બને છે.

૪. સમાનાર્થ તરીકે કોઇ નામને ઓળખાવે છે.

૫. છઠ્ઠી વિભક્તિના પ્રત્યય લઇ વિશેષણ જેવું કામ કરે છે.

૬. વિભક્તિના પ્રત્યય કે શબ્દયોગી લઇ કોઇ કૃદંત કે વિધાનપક્ષનો વધારો કરે છે.

## સર્વનામ વાક્યમાં શું શું કામ કરે છે ?

નામ જે કામ કરે છે, તેજ કામ સર્વનામ કરે છે.

---

## વિશેષણ વાકયમાં શું શું કામ કરે છે ?

૧. નામની પેઠે વપરાઇ કર્તા કે કર્મ બને છે.

૨. કર્તા, એ કે બીજાં નામોનો વધારો કરે છે.
૩. વિધાનપક્ષ બને છે.
૪. ક્રિયાવિશેષણ તરીકે વપરાઇ કોઇ કૃદંત કે વિધાનપક્ષનો વધારો કરે છે.

## ક્રિયાપદ વાકયમાં શું શું કામ કરે છે?

૧. વિધાનપક્ષ બને છે.

## કૃદંત વાકયમાં શું શું કામ કરે છે ?

૧. નામરૂપી કૃદંત નામનાં તમામ કામ કરે છે.
૨. વિશેષણરૂપી કૃદંત વિશેષણનાં તમામ કામ કરે છે.
૩. અવ્યય રૂપી કૃદંત ક્રિયાવિશેષણનાં કામ કરે છે.
૪. વિધાનપક્ષ બને છે.
૫. સહાયકારી સાથે લઈ મિશ્રકાળ બનાવે છે.

## ક્રિયાવિશેષણ વાકયમાં શું શું કામ કરે છે ?

૧. વિધાનપક્ષ કે કોઈ કૃદંતનો વધારો કરે છે.

## શબ્દયોગી વાકયમાં શું શું કામ કરે છે?

૧. નામ, સર્વનામ વિશેષણ કે કૃદત સાથે જોડાઇને એકઠું કોઈ વિધાનપક્ષનો વધારો કરે છે.

### કૃદંતમાં રહેલા બે ગુણો સમજાવો ?

૧. નામ, અવ્યય કે વિશેષણનો.
૨. થોડા ક્રિયાપદનો પણ ગુણ રહ્યો છે.

કૃદંતનામમાં ક્રિયાપદના બે ગુણો કાયમ રહે છે. ૧. જો તે સકર્મક ક્રિયાપદમાંથી કૃદંત નીકળ્યું હોય તો તેનું કર્મ પણ લાગુ રહે છે. ૨. વળી કૃદંત જોડે ક્રિયાવિશેષણ અથવા ક્રિયાવિશેષણની પેઠે વપરાતા શબ્દો પણ આવે છે.

૧. કામ કરનાર માણુસ આવ્યો.
૨. સારી રીતે કામ કરનાર માણુસ આવ્યો.

રંગારો આવ્યો. ( એમાં રંગારો શુદ્ધ નામ છે. ) એમાં ક્રિયાપદનો કંઈ પણ અંશ નથી.

ધોતીઆં રંગનાર આવ્યો. ( એ કૃદંત નામ છે કેમકે એમાં ક્રિયાપદ અને નામ બન્નેના ગુણ છે).

# ધોરણ ૬ ઠું.

---

## પાઠ ૧ લો.

### વાકયોના પ્રકાર.

વાક્ય ત્રણ પ્રકારનાં છે: ૧. સાદુ. ૨. મિશ્ર. ૩. સંયુક્ત.

**૧. સાદુ વાકયઃ**—જેમાં એક કર્ત્તા અને એક ક્રિયાપદ નક્કી હોય તે.

**૨. મિશ્ર વાકયઃ**—જેમાં એક મુખ્ય વાક્ય હોય અને તેના પેટામાં એક અથવા એક કરતાં વધારે પેટા વાકય હોય તે, જેમકે:—

પેટા વાકય. — મુખ્ય વાકય.

**તમે જે નિશાળ માંડી છે, — તે નિશાળે હું આવીશ.**

પેટા વાકય. — મુખ્ય વાકય. — પેટા વાકય

**અકબર ગાદીએ બેઠો, — ત્યારે લોકોએ અરજ કરી કે, — નોકરો જૂલમ કરે છે.**

**૩. સંયુક્ત વાકયઃ**—જે વાકયમાં બે, અથવા બે કરતાં વધારે મુખ્ય વાકય હોય, પછી તેનાં પેટા વાકય હોય કે ન હોય, જેમકે:—

જે મોતીલાલને તમે ઓળખો છો **તે આવે છે,** અને જે કેશવલાલ માંદા હતા **તે સાજા થયા.**

**મુખ્ય વાકયઃ**—જેમાં મુખ્ય હકીકત આવે તે.

**પેટા વાકયઃ**—જેમાં પેટાની હકીકત આવે તે.

મિશ્ર વાકયમાં ત્રણ જાતનાં પેટાવાકય આવી શકે છે; **૧. નામરૂપી. ૨. વિશેષણ રૂપી, ૩. ક્રિયાવિશેષણ રૂપી.**

મુખ્ય વાકયમાં જે કર્ત્તા અને ક્રિયાપદ હોય, તે મુખ્ય કર્ત્તા અને મુખ્ય ક્રિયાપદ કહેવાય છે.

પેટા વાકયની અંદર તો બધુએ ( કર્તૃપક્ષ, ક્રિયાપુર્ણી અને વિધાનપક્ષ. ) હોય, પણ તે એકલું ન વપરાતાં મુખ્ય વાકયની સાથે વપરાય છે.

---

## પાઠ ૨ જો.

### મિશ્ર વાકયોની સમજણ.

અત્યાર સુધી આપણે એકાકી કે સાદાં વાકયો વિષે વિવેચન કર્યું. હવે આપણે મિશ્ર વાકયોની શરૂઆત કરીએ છીએ. અહિં મિશ્ર અને સંયુક્ત વાકયનો અર્થ બરાબર સમજાવવાની જરૂર છે. વાકયમાં એકજ મુખ્ય વિચાર હોવાથી એકજ મુખ્ય વાકય હોય છે, પણ પેટા વિચારો જણાવવા માટે તેના પેટામાં ઉપવાકયો આવ્યાં હોય છે; તેને અમે મિશ્રણ થવાના હેતુથી **મિશ્ર વાકય** કહીએ છીએ.

એકે વધારે મુખ્ય વાકયો અમુક જાતના સંબંધના કારણથી એકઠા થઇ તેમનું જે એકઠું વાકય બને છે, તેનું સંયુક્ત કે જોડાયલું વાકય-એવું નામ પાડયું છે. મિશ્ર અને સંયુક્ત વાકયોના કેટલાક વૈયાકરણોએ જૂદા જૂદા અર્થ કરેલા જણાવાથી અત્રે ખુલાસો આપવાની જરૂર પડી છે.

મિશ્રવાકયોમાં એકજ વિચારનું પ્રાધાન્ય છે. સંયુક્ત વાકયમાં એક કરતાં વધારે વિચારનું પ્રાધાન્ય હોય છે. સાદા ને મિશ્ર વાકયમાં તફાવત એટલોજ છે કે, સાદા વાકયમાં કર્ત્તા, કર્મ, વિધાનપક્ષ, વૃદ્ધિઓ ઇત્યાદિ શબ્દો, કે શબ્દ સમુદાયોથી માત્ર બને છે, અને મિશ્રવાકયમાં તે એક કે વધારે વાનાં ઉપવાકયો વડે બને છે; અને તે ઉપવાકયો શબ્દો કે શબ્દ સમુદાયોને બદલે આવી તેમના જેવુંજ કામ કરે છે. કર્ત્તા કર્મ, વિધાનપક્ષ અને વૃદ્ધિઓ તરીકે આવનાર શબ્દો, જેમ નામ, વિશેષણ કે ક્રિયાવિશેષણ હોય છે, તેમ તેજ કામ કરનાર ઉપવાકયો પણ નામરૂપી, વિશેષણ રૂપી, અને ક્રિયાવિશેષણરૂપી હોય છે.

---

## પાઠ ૩ જો.

### નામ, વાકયમાં નીચેનાં કામ કરે છે.

નામ વાકયમાં કર્ત્તા અને કર્મ બને છે; છ ધાતુ સાથે આવીને વિધાનપક્ષ બને છે; સમાનાર્થ નામ હોય, ત્યારે કર્ત્તા કે કર્મની વૃદ્ધિ કરે છે; છઠ્ઠી વિભકિતના પ્રત્યય સાથે આવે, ત્યારે નામ, કર્ત્તા કે કર્મની વૃદ્ધિ કરે છે; વિભકિતના પ્રત્યય લાગીને નામ ક્રિયાવિશેષણનું કામ કરી વિધાનપક્ષની વૃદ્ધિ કરે છે.

---

### નામ રૂપી ઉપવાકયો.

નામ જે જે કામ કરે છે, તે તે કામ નામ રૂપી ઉપવાકયો પણ કરે છે, જેમકે:—

૧. છોકરાંએ નિશાળેથી નીકળીને પાંસરૂં ઘેર જવું એ સારૂં છે.

૨. તડકામાં ફરવાથી માથું દુખે છે એ ખુલ્લું છે.

૩. { ઉઘાડું છે કે આળસથી માણસનું શરીર કટાય છે.
આળસથી માણસનું શરીર કટાય એ ઉઘાડું છે.

૪. { લોકોને લાજમ છે કે તેમણે સરકારનો બધો ખર્ચ આપવો.
તેમણે સરકારનો બધો ખર્ચ આપવો એ લોકોને લાજમ છે.

(મિશ્ર વાક્યોમાં નામરૂપી ઉપવાક્યો મુખ્ય વિધાનપક્ષના કર્તા થાય છે.)

૫. { તમે જાણો છો કે આપ વડાઇ સારી નથી.
આપ વડાઇ સારી નથી એ તમે જાણો છો.

૬. { કેટલાક લોકો માને છે કે પરમેશ્વર નથી.
પરમેશ્વર નથી એવું કેટલાક લોકો માને છે.

૭. { અંબુ કહે છે કે મગન અમદાવાદ કોલેજમાં ભણે છે.
મગન અમદાવાદ કોલેજમાં ભણે છે એમ અંબુ કહે છે.

૮. { તે મુસલમાની ધર્મ પાળે છે એને હું સારૂ ગણતો નથી.

(મિશ્ર વાક્યોમાં નામરૂપી ઉપવાક્યો મુખ્ય વિધાનપક્ષનાં કર્મ બને છે. આઠમા વાક્યમાં તેને વિભક્તિનો પ્રત્યય પણ લાગ્યો છે.)

૯. { મારો વિચાર છે કે તમારે આ વખતે વાંચવું.
મારો વિચાર તમારે આ વખતે વાંચવું એ છે.

૧૦. { ભગુનો મત છે કે અંબુએ મારે ત્યાં આવવું.
ભગુનો મત અંબુએ મારે ત્યાં આવવું એ છે.

૧૧. { મારી સલાહ છે કે તમે દાક્તરની દવા કરજો.
મારી સલાહ તમે દાક્તરની દવા કરજો એ છે.

૧૨. { મહેતાજીની ફરજ છે કે તેમણે છોકરાઓને અવલોકનની ટેવ પાડવી.
મહેતાજીની ફરજ તેમણે છોકરાઓને અવલોકનની ટેવ પાડવી એ છે.

(મિશ્ર વાક્યોમાં નામરૂપી ઉપવાક્યો મુખ્ય વાક્યોનું વિધાનપક્ષ બને છે.)

૧૩. ભણવાની આશા મને છે.
૧૪. જવાનો વિચાર ખોટો પડ્યો.
૧૫. ગામમાં પેસવાની નાળ પેલી આવી.
૧૬. બેસી રહેવાની ટેવ ખોટી જણાયછે.

— સાદાં વાક્ય.

૧૭. તમે ભણશો એવી આશા મને છે.
૧૮. તે અમદાવાદ જશે એ વિચાર ખોટો પડ્યો.
૧૯. લોકો ગામમાં પેસે છે એ નાળ પેલી આવે છે.
૨૦. અંબુ ઘરમાં બેસી રહે છે એ ટેવ ખોટી જણાય છે.

— મિશ્ર વાક્યોમાં નામરૂપી ઉપવાક્યો સમાનાર્થે મુખ્ય કર્તાની વૃદ્ધિ ( વધારો ) કરે છે.

૨૧. હું કેશવલાલની જીત થવાની આશા રાખુછું.
૨૨. ઔરંગજેબે મોરાદનું મૂળ કાઢવાની ગોઠવણ કરી.
૨૩. ચોરોએ છોકરાને મારવાનો ઘાટ ઘડ્યો.
૨૪. કૂતરે ધન પડાવવાનો યત્ન કર્યો.

— સાદાં વાક્ય.

૨૫. હું કેશવલાલની જીત થાય એવી આશા રાખુછું.
૨૬. ઔરંગજેબે મોરાદનું મૂળ કઢાય એવી ગોઠવણ કરી.
૨૭. ચોરોએ છોકરાને મરાય એવો ઘાટ ઘડ્યો.
૨૮. કૂતરે ધન પડાવાય એવો યત્ન કર્યો.

— મિશ્ર વાક્યોમાં નામરૂપી ઉપવાક્યો સમાનાર્થે મુખ્ય કર્મની વૃદ્ધિ (વધારો) કરે છે.

૨૯. અંબુએ નમ્રતા રાખી એનું પરિણામ સારૂં થયું.
૩૦. ભગુએ ચોરી કરી એનું ફળ નઠારૂં નીવડ્યું.
૩૧. તે સાચું બોલ્યો એનો લાભ તેને મળ્યો.
૩૨. આપણે ઘેર મગન આવે છે એનું ઘર પેલું છે.

— મિશ્રવાક્યોમાં નામ રૂપી ઉપ વાક્યો છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લઈ કર્તાનો વધારો કરેછે.

૩૩. ચપ્પુ ખોવાયો એની ગરજ છરી સારે છે.
૩૪. પાઘડી ફાટી ગઇ એની ખોટ ટોપી પૂરે છે.
૩૫. ભગુએ ચોરી કરી એનાં ફળ તે ભોગવશે.
૩૬. તે સાચું બોલ્યો એનો લાભ તેણે મેળવ્યો.

— મિશ્ર વાક્યોમાં નામ રૂપી ઉપ વાક્યો છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લઈ મુખ્ય કર્મની વૃદ્ધિ ( વધારો ) કરે છે.

૩૭. **તમે ભગુને ઘેર જાઓછો એમાં** કાંઇ લાંછન છે.

૩૮. **તે હરરોજ આપણે ત્યાં આવે છે એમાં** કાંઇ નુકસાનછે.

૩૯. **અંબુ છેતરાય એમાં** કાંઈ નવાઈ છે.

૪૦ **તે ભુલો પડે એમાં** કાંઇ અચરજ છે.

મિશ્રવાક્યોમાં નામરૂપી ઉપવાક્યો સાતમી વિભક્તિનો પ્રત્યય લેઈ મુખ્ય વિધાનપક્ષની વૃદ્ધિ ( વધારો ) કરેછે.

આટલાં દૃષ્ટાંતો બસ છે. તેથી સાદા ને મિશ્ર વાક્ય વચ્ચેનો તફાવત સમજાશે, ને મુખ્ય વાક્યમાં શબ્દ સમુદાયને બદલે ઉપવાક્ય કેવી રીતે મૂકાય છે તે સમજાશે. નામરૂપી ઉપવાક્યોને નામની પેઠે વિભક્તિના પ્રત્યય લાગે છે. તે પણ ઘણાં ખરાં વાક્યો પરથી સમજાયું હશે. મિશ્ર વાક્યોના અંગનો અરસપરસ ઉપયોગ પણ સમજાયો હશે. માટે લાંબાં વાક્યાં રચાવવાં અને તેનું બરોબર પૃથક્કરણ કરાવવું. વળી સાદા વાક્યોના શબ્દોને વિસ્તારી તેમને ઠેકાણે શબ્દ સમુદાય; તેમજ ઉપવાક્યો મૂકાવાનાં અને મિશ્ર વાક્યોને સંકોચાવી ઉપવાક્યોને બદલે શબ્દ સમુદાયો ગોઠવી તેમને સાદાં બનાવવાનાં મનોયત્ન કરાવવાં. આ મનોયત્ન કેમ થાય તે ઉપરનાં દૃષ્ટાંતોમાંથી સારૂં સમજાશે; તેમજ ઉપવાક્યોને મુખ્ય વાક્ય સાથે જોડવાને એ, એવો, એમ, કે, વગેરે શબ્દો વપરાય છે તેની પણ સમજણ પાડવી. નામરૂપી વાક્યની પહેલાં " કે " આવે છે અથવા તેને પહેલું મૂક્યું હોય તો તેની પછી "એ" "એમ" "એવું" વગેરે આવે છે.

નામરૂપી ઉપવાક્યને લગાડવાના વિભક્તિના પ્રત્યય કે શબ્દયોગી તેની પછી આવનાર " એ " શબ્દને જોડવામાં આવે છે.

---

## મનોયત્ન ૧ લું.

### નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરી પેટા તથા મુખ્ય વાક્ય બતાવો.

૧. શિયાળામાં ટાઢ પડે એ કુદરતી નિયમ છે.
૨. કદી નિરાશ થવું નહિ એ વિચાર ખરો છે.
૩. તેણે વચન આપ્યું કે હું કાલે આવીશ.
૪. તમે ભૂલા પડ્યા છો એ ખુલ્લું છે.
૫. તેની ફરિયાદ એ હતી કે તમે તેને છેતર્યો.
૬. તેણે કહ્યું કે હું એ કામ બજાવીશ.
૭. ઘેર ગણિત ગણવું એ સારૂં છે.

૮. હું છોકરાં કેળવાય તે ઉત્તમ ગણું છું.
૯. મારી સલાહ એ છે કે, હમણાં તમારે ભણવું,
૧૦. તમે જાઓ છો તે સારૂં નથી.
૧૧. તમને ઘટે છે કે તમારે રહેવું.
૧૨. તમે જાઓ છો એ સારૂં કરતા નથી.
૧૩. ભગુ કહે છે કે એથી ઘણા માણસના જીવ જશે.
૧૪. તે વટલાઈ ગયો એને હું ઠીક ગણતો નથી.
૧૫. એથી ઘણા માણસની રોજી અટકશે એમ લોકો કહે છે.
૧૬. મા મરી ગઇ એની ગરજ દીકરી પૂરે છે.
૧૭. ઔરંગજેબે મોરાદનું કાસળ કઢાય એવી યુક્તિ કરી.
૧૮. ભગુ ખોટું બોલ્યો, એનું પરિણામ નઠારૂં આવ્યું.
૧૯. ચંદુ તુલસીકૃત રામાયણ શીખ્યો એમાં મોટું કામ નથી.
૨૦. લલ્લુ કાવ્યદોહન શીખ્યો એથી કાંઈ ઉઘડ્યું નહિ.
૨૧. છોકરો કાવ્યદોહન શીખ્યો એની પેઠે તમે પણ શીખજો.
૨૨. છોકરો છઠ્ઠી ચોપડી શીખ્યો એને માટે એક રૂપિયો આપવો પડ્યો.

---

## મનોયત્ન ૨ જું.

**નીચેનાં મિશ્ર વાક્યોને સંકોચી નામરૂપી ઉપવાક્યને બદલે શબ્દ સમુદાયો મૂકીને સાદાં વાક્યો બનાવો?**

૧. તારા સરખા આળસુને મદદ કરવી તે મોટો અપરાધ છે.
૨. તેણે ફાનસમાં દીવો કરાય એવી શોધ કરી.
૩. હું અંબુને જીવાય એવી યુક્તિ રચું છું.
૪. શિવાજીએ અફજલખાં મરાય એવી મહેનત કરી.
૫. એક શખ્સે કાચ બનાવાય એવો હુન્નર શોધી કાઢયો.
૬. અંબુએ રમત રમાય એવો બોલ આણ્યો.
૭. તું પાણી ઠંડુ થાય એવો બરફ લે છે.
૮. આપણે વિદ્વાન માણસ છેતરાય એવો ઇલાજ કર્યો.
૯. તમે લુગડાં વણાય એવા સંચા કાઢો.
૧૦. પેલો માણસ વિદ્વાનમાં ગણાવાય એવી કોશીશ કરે છે.
૧૧. મોતીલાલ હેડમાસ્તર થશે એવી હું ધારણા બાંધું છું.

૧૨. ભગુ ધન મેળવાય એવા વિચાર કરે છે.

---

## મનોયત્ન ૩ જું.

**નીચેનાં સાદાં વાકયો ઉપરથી અને શબ્દસમુદાયો ઉપરથી નામરૂપી ઉપવાકયો બનાવીને મિશ્રવાકયો રચો:—**

૧. હવામાં ફરવાની ટેવ ઉત્તમ છે
૨. આવવાનો રસ્તો કયો હશે.
૩. ભણવાની નિશાળ આવી.
૪. ખાવાની વસ્તુ કઇ કઇ છે.
૫. સુવાનો ઓરડો કયાં છે.
૬. જીતવાની આશા ફોકટ છે.
૭. અંગ્રેજોએ ફ્રેન્ચોનું મૂળ કાઢવાનો ઉપાય કર્યો.
૮. પાદશાહે શિવાજીને છેતરવાનો ઇલાજ ખોળ્યો.
૯. હું ભણવાની આશા રાખું છું.
૧૦. મહેતાજીએ શિખામણ લેવાની વાત કહી.
૧૧. રમવાની ધારણા ખોટી છે.
૧૨. ભગુએ યાદ રાખવાનો ઉપાય બતાવ્યો.
૧૩. હું દહાડે ઊંઘવાની ટેવ બહુ નઠારી ગણું છું.
૧૪. તમે વાંચવાની લાયબ્રેરી બતાવો.
૧૫. હું વિલાયત જવાનો માર્ગ કહી ગયો.

---

### પરીક્ષાના પ્રશ્ન

૧. નામરૂપી ઉપવાકય કોને કહે છે? ૨. તે શાથી ઓળખાય છે?
૩. તે વાકયમાં શું શું કામ કરે છે?

## પાઠ ૪ થો.

### વિશેષણરૂપી ઉપવાક્યો.

વિશેષણ જે જે કામ કરે છે તે તે કામ વિશેષણ રૂપી ઉપવાક્ય કરે છે. જેમકેઃ—

૧. માંદો ઘોડો જાય છે.
૨. નમ્રતાવાળો માણસ આવે છે.
૩. ભીનું લૂગડું સુકાય છે.
૪. વાંકી લાકડી છે.

} સાદાં વાક્યોમાં વિશેષણો કર્ત્તાનો વધારો કરેછે.

૫. માંદો પડેલો ઘોડો જાય છે.
૬. નમ્રતાથી ભરેલો માણસ આવે છે.
૭. પાણીમા પડેલું લૂગડું સુકાય છે.
૮. વાંકી વળેલી લાકડી છે.

} સાદાં વાક્યોમાં વિશેષણરૂપી શબ્દ સમુદાય કર્ત્તાનો વધારો કરે છે.

૯. જે ઘોડો માંદો છે તે ઘોડો જાય છે.
૧૦. જે માણસમા નમ્રતા છે તે માણસ આવેછે.
૧૧. જે લૂગડું પાણીમા પડયું હતું તે લૂગડું સુકાયછે.
૧૨. જે લાકડી વાકી વળેલી છે તે લાકડી આ છે.

} મિશ્રવાક્યમાં વિશેષણરૂપી ઉપવાક્યો મુખ્ય કર્ત્તાની વૃદ્ધિ (વધારો) કરેછે.

૧૩. હું જે ઘોડો માંદો છે તે ઘોડો લાવુછું.
૧૪. ભગુ, જે માણસમાં નમ્રતા છે તે માણસને બોલાવે છે.
૧૫. અંબુ, જે લૂગડું પાણીમાં પડયું હતું તે લુગડું મંગાવેછે.
૧૬. તું જે લાકડી વાંકી વળેલી છે તે લાકડી જુએ છે.

} મિશ્ર વાક્યમાં વિશેષણ રૂપી ઉપવાક્યો મુખ્ય કર્મનો વધારો કરેછે.

૧૭. કોટ મને બેસે તેવો છે
૧૮. મેજ અંબુને ફાવે તેવું છે
૧૯. ખુરશી તેને ગમે તેવી છે
૨૦. માસ્તર મારે જેવા જોઇએ તેવા છે

} મિશ્ર વાક્યોમાં વિશેષણ રૂપી ઉપવાક્યો મુખ્ય વાક્યનું વિધાનપક્ષ બનેછે.

૨૧. જે ગાડી હમણાં ઉપડી તે ગાડીમાં હું આવ્યો.
૨૨. જે દુકાન કાલે વેચાઇ તે દુકાનમાં અંબુ રહેતો હતો.
૨૩. જે ઘડીઆળ સવારમાં ખોવાયું તે ઘડીઆળમાં ત્રણ કાંટા હતા.
૨૪. જે છોકરો અત્યારે રમતો હતો તે છોકરામાં ચાલાકી છે.

} મિશ્ર વાક્યોમાં વિશેષણ રૂપી વાક્યો કર્ત્તા અને કર્મ સિવાયના બીજા નામનો વધારો કરે છે.

વિશેષણ બે રીતે વપરાય છે; ૧. વિધાન વાચક. ૨. વિશેષ વાચક. જ્યારે વિધાન વાચક હોય, ત્યારે જેનો ગુણ બતાવતું હોય; તેની પછી આવે છે. અને વિધાનપક્ષ બને છે.

વિશેષ વાચક હોય, ત્યારે નામની પહેલાં આવીને નામની વૃદ્ધિ કરે છે. જે એ ઉપયોગ વિશેષણના છે, તે એ ઉપયોગ વિશેષણરૂપી વાકયના પણછે. ઘણું ખરૂં વિધાન વાચક વિશેષણરૂપી વાકય ઓછાં આવે છે, અને વિશેષ વાચક વાકયો ઘણાં આવેછે.

આ માણસ, તમે જેને ઓળખતા હતા તેજ છે. આમાં વિધાનવાચક વિશેષણ-રૂપી વાકય છે.

જે ઘોડો સારો છે, તે હું લઇ આવ્યો. આમાં વિશેષવાચક વિશેષણરૂપી વાકય છે.

વિશેષણરૂપી વાકયની પહેલાં જે, જેવો, જેવડો, જેટલો વગેરે આવે છે, અને પછી તે, તેવો, તેવડો, તેટલો વગેરે આવે છે. કોઇ વખતે અધ્યહાર પણ હોય છે.

રાજાનો જે ઘોડો સારો છે તે હું લાવ્યો. એમાં "જે" હયાત છે. રાજાનો ઘોડો સારો છે તે હું લાવ્યો. એમાં "જે" અધ્યાહાર છે. જેવો છોકરો તમારે છે, તેવો છોકરો અંબુને છે. એમાં "જેવો" હયાત છે.

તમારે છે તેવો છોકરો અંબુને છે. એમાં "જેવો" હાજર નથી. જેટલા પૈસા મોતીલાલ લાવ્યો, તેટલા અંબુ લાવ્યો. એમાં "જેટલા" હાજર છે. મોતીલાલ લાવ્યો તેટલા પૈસા અંબુ લાવ્યો. એમાં "જેટલા" હાજર નથી. જેવડું મારૂં ઘર છે, તેવડું તેનું ઘર છે. એમાં "જેવડું" હાજર છે. મારૂં ઘર છે, તેવડું તેનું ઘર છે. એમાં જેવડું હાજર નથી.

---

## મનોયત્ન ૧.

**નીચેનાં વાકયોનું પૃથકકરણ કરી પેટા તથા મુખ્ય વાકયો બતાવો.**

૧. જે ચોપડી સારી છે તે હું લઇ આવ્યો.
૨. આ માણસ તમે જેને ઓળખતા હતા તેજ છે.
૩. જેટલા પૈસા હું લાવ્યો તેટલા પૈસા ભગુ લાવ્યો.
૪. જે છોકરામાં ગાંડપણ છે તે છોકરો જાય છે.
૫. જેને તમે માર્યો તે છોકરો મરી ગયો.
૬. જે તમને ગમ્યું તે સારૂં છે.
૭. મેં કાલે જે આપી હતી, તે ચોપડી લાવો.
૮. જે લોક એની લતમાં પડે છે તે ખરાબ થાય છે.
૯. જે પ્રાણીને ચાર પગ હોય છે, તેને પશુ કહે છે.
૧૦. જેનું બી વાવે તેનું ઝાડ ઉગે.
૧૧. જે માણસ વિદ્યાપર લક્ષ રાખે તેને ફાયદો થાય છે.

૧૨. જેનો વજીર નઠારો હોય તેના ભોગ ફરી વળે છે.
૧૩. જેવો ઘોડો તમારે છે, તેવો મારે પણ છે.
૧૪. જેવડી મારી ચોપડી છે, તેવડી મગનની પણ છે.
૧૫. જગમાં જીવ્યો તેહ, જેણે પરદુઃખ જઇ કાપ્યાં.
૧૬. જેને જાણું ગુપ્ત હું, તેનો નહિ તું અજાણ.
૧૭. તમારે છે તેવી ટોપી અંબુને છે.
૧૮. ભગુ લાવ્યો તેટલા પૈસા અંબુ લાવ્યો.
૧૯. મારી ખુરશી છે તેવડી તેની ખુરશી છે.

---

## મનોયત્ન ૨ જું.

**મિશ્ર વાકયોમાંના વિશેષણરૂપી ઉપવાકયને સંકોચી તેને બદલે શબ્દ કે શબ્દ સમુદાય મૂકી સાદાં વાકયો બનાવો.**

૧. જે છોકરામાં હોંશીઆરી છે, તે છોકરો જાય છે.
૨. હું, જે જોષી માન પામ્યો છે તે જોષીને બોલાવું છું.
૩. જે કૂતરામાં ચાલાકી છે તે કૂતરો આવે છે.
૪. જે માણસમાં જ્ઞાન છે તે માણસ જતો હતો.
૫. જે છોકરામાં ગાંડપણ છે તે છોકરાને હું ચીડવું છું.
૬. મેં, જે ગીતો વિવાહમાં ગવાય છે તે ગીતો મણીને શીખવ્યાં.
૭. જે વાણીમાં મીઠાશ છે તે વાણી હું બોલું છું.
૮. હું, જે રંગથી કાળી શાહી થાય છે તે રંગ લેઉં છું.
૯. જે માણસ પાણીમાં ડૂબ્યો હતો તે માણસ ગયો.
૧૦. જે છોકરામાં દયા છે તે છોકરો આવે છે.

---

## મનોયત્ન ૩ જું.

**નીચેનાં સાદાં વાકયોમાંના શબ્દ કે શબ્દ સમુદાયને વિસ્તારીને વિશેષણ રૂપી ઉપવાક્ય બનાવી મિશ્રવાકયો રચો.**

૧. ડાહ્યો છોકરો જાય છે.
૨. અંબુ સફેદ લુગડું મંગાવે છે.
૩. જ્ઞાન ભરેલો માણસ આવે છે.
૪. મોટો ભીનું ઘાસ ખાય છે.

૫. આનંદી છોકરો આવે છે.

૬. ઘરડો માણસ સૂએ છે.

૭. તમે પાણીમાં પડેલો કૂતરો જુઓ.

૮. બોખો માણસ આવે છે.

૯. ધોબીનું ધોએલું લુગડું પહેરે છે.

૧૦. તોફાની છોકરો જાય છે.

---

## પરીક્ષાના પ્રશ્ન.

૧. વિશેષણરૂપી ઉપવાક્ય એટલે શું ?

૨. તે કેટલા પ્રકારનાં છે ?

૩. તેઓ શું શું કામ કરે છે ?

૪. તેઓને ઓળખવાની નિશાનીઓ શી છે?

---

## પાઠ ૫ મો.

### ક્રિયાવિશેષણરૂપી ઉપવાક્ય.

જે જે કામ ક્રિયાવિશેષણરૂપી શબ્દ કરે છે, તે તે કામ ક્રિયાવિશેષણરૂપી ઉપવાક્ય કરે છે. જેમકે:—

૧. અંબુ અત્યારે આવ્યો.
૨. હું કાલે જઈશ.
૩. તમે સાંજે મળજો.
૪. હું બે પહોરે આવીશ.

} સાદાં વાક્યમાં ક્રિયાવિશેષણના શબ્દો આવેલા છે.

૫. અંબુ આ વખતે આવ્યો.
૬. હું કાલે આ ઘડીએ જઈશ.
૭. તમે સાંજની વખતે મળજો.
૮. હું પાછલે પહોરે આવીશ.

} સાદાં વાક્યમાં ક્રિયાવિશેષણરૂપી શબ્દ સમુદાયો આવેલા છે.

૯. અંબુ જ્યારે બપોર થયા ત્યારે આવ્યો.
૧૦. હું કાલે ત્રણ વાગશે ત્યારે જઈશ.
૧૧. તમે જ્યારે સાંજે છ વાગે ત્યારે મળજો.
૧૨. હું જ્યારે પાછલો પહોર રહેશે ત્યારે આવીશ.

} મિશ્ર વાક્યોમાં કાળદર્શક ક્રિયાવિશેષણ રૂપી ઉપવાક્યો મુખ્ય વિધાનપદની વૃદ્ધિ (વધારો) કરે છે.

૧૩. દરીઆમાં હમેશાં મીઠું પાકે છે.
૧૪. હિમાલયમાં નિરંતર બરફ રહે છે.
૧૫. ઝાડીમાં વાઘ ઘણા વસે છે.
૧૬. મુંબાઇમાં હમેશાં રોગ ચાલે છે.

} સાદાં વાક્યમાં સ્થળ બતાવનાર ક્રિયાવિશેષણરૂપી શબ્દો આવ્યા છે.

૧૭ જ્યાં પાણી ઘણું ખારૂં હોય છે ત્યાં હમેશાં મીઠું પકે છે.
૧૮. જ્યાં ટાઢ ઘણી પડે છે ત્યાં નિરંતર બરફ રહેછે.
૧૯. જ્યાં ઘણી ઘાડી ઝાડી હોય છે ત્યાં વાઘ વસે છે.
૨૦. જ્યાં ઘણી ઘાડી વસ્તી છે ત્યાં રોગ ચાલે છે.

મિશ્ર વાક્યોમાં સ્થળદર્શક ક્રિયાવિશેષણરૂપી ઉપવાક્યો મુખ્ય વિધાનપક્ષની વૃદ્ધિ (વધારો) કરે છે.

૨૧. ટાઢથી શરીર ધ્રૂજે છે.
૨૨. ગંદવાડથી રોગ થયો.
૨૩. વિચારથી બુદ્ધિ ઉઘડે છે.
૨૪. દૂધથી છોકરાંનું પોષણ થાય છે.

સાદાં વાક્યોમાં કારણદર્શક શબ્દો છે.

૨૫. ટાઢમાં રહેવાથી શરીર ધ્રૂજે છે.
૨૬. ગંદવાડમાં ફરવાથી રોગ થયો.
૨૭. વિચાર કરવાથી બુદ્ધિ ઉઘડી છે.
૨૮. દૂધ પાવાથી છોકરાનું પોષણ થાય છે.

સાદાં વાક્યોમાં કારણદર્શક શબ્દ સમુદાય.

૨૯. હું ટાઢમાં રહ્યો માટે શરીર ધ્રૂજે છે.
૩૦. તે ગંદવાડમાં ફર્યો તેને લીધે રોગ થયો.
૩૧. મેં વિચાર કર્યો માટે બુદ્ધિ ઉઘડી છે.
૩૨. છોકરાં દૂધ પીએ છે માટે તેમનું પોષણ થાય છે.

મિશ્ર વાક્યોમાં કારણદર્શક ક્રિયાવિશેષણરૂપી ઉપવાક્યો મુખ્ય વિધાનપક્ષની વૃદ્ધિ (વધારો) કરે છે.

૩૩ જો ત્રિકોણ સમબાજુ હોયતો સમકોણ થશે.
૩૪. જો તમે દવા પાશો તો રોગ મટશે.
૩૫. જો તે વાંચશે તો હું વાંચીશ.
૩૬. જો તમે મુંબાઇ જશો તો મરકીમાં સપડાશો.

મિશ્ર વાક્યોમાં સંકેતદર્શક ક્રિયાવિશેષણરૂપી ઉપવાક્યો મુખ્ય વિધાનપક્ષની વૃદ્ધિ (વધારો) કરે છે.

૩૭ જેમ હું બોલું છું તેમ તે બોલવાની ટેવ પાડેછે.
૩૮. જેમ અંબુ કરે છે તેમ કરવાની બહુ ખાએસ રાખે છે.
૩૯. જેમ તમે વાંચોછો તેમ વાંચવાની ઢબ તે શીખે છે.
૪૦. જેમ તમે દરરોજ બે મિનિટ બચાવોછો તેમ હું બચાવવાની ગોઠવણ કરીશ.

મિશ્ર વાક્યોમાં ક્રિયાવિશેષણરૂપી ઉપવાક્યો કર્મનો વધારો કરનાર કૃદંતની વૃદ્ધિ (વધારો) કરે છે.

૪૧. જ્યાં હું બેઠો હતો ત્યાં બેસીને ભણુ ગયો.
૪૨. જ્યાં તમે જશો ત્યાં જઇને હું રહીશ.
૪૩. જ્યાં અંબુ વાંચેછે ત્યાં આવીને હું વાંચીશ.
૪૪. જ્યાં ખેલ થાયછે ત્યાં થઇને હું ગયો.

મિશ્ર વાક્યોમાં સ્થળદર્શક ક્રિયાવિશેષણરૂપી ઉપવાક્યો મુખ્ય વિધાનપક્ષનો વધારો કરનાર કૃદંતનો વધારો (વૃદ્ધિ) કરેછે.

## મનોયત્ન ૧ લું.

**નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો, અને તે દરેકનાં પેટા વાક્યો શું કામ કરે છે? તે બતાવો.**

૧. ઉત્તર રુગ આપે નહિ, તેમ રાણી રોય.
૨. ઝૂલતાં ઝૂલ જો બાખે તો તેને લડવા તડે.
૩. બાળક ઠપકો દેશે મને તો હું ગાળો દઇશ તને.
૪. ન માની કશી વાત તે શિષ્ય જ્યારે, ગુરૂજી તજીને ગયા ગામ ત્યારે.
૫. જહાં ગુર્જરી રાજધાની બિરાજે, રૂડું રાણીજીનું થયું રાજ્ય આજે.
૬. જો જમ કિંકરનો ભય જાણે, તો મિથ્યા સુખને શીદ માણે ?
૭. જેમ જેમ અધિકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય.
૮. જો મૂકે તો કારજ સરે.
૯. છોટો હું હતો છોકરો છેક છોટો, પિતા પાળી પોષી મને કીધો મોટો.
૧૦. જ્યારે હું જઇશ, ત્યારે તમને બોલાવીશ.
૧૧. જેમ હું બોલ્યો, તેમ ભગુ બોલ્યો.
૧૨. જેમ જેમ ઉંચે જઇએ, તેમ તેમ ટાઢ વધારે હોય છે.
૧૩. જેમ ફાવે તેમ કરો.
૧૪. જ્યાં તે રહેતો હતો ત્યાંજ રહે છે.
૧૫. જ્યારે અવાય ત્યારે આવો.
૧૬. તારાઓ આઘા છે, માટે તેઓ નાના દેખાય છે.
૧૭. જો તમે આવશો, તો હું આવીશ.
૧૮. જો કે મેં તેને ઘણું કહ્યું, તોપણ માનતો નથી.
૧૯. હું શરદીમાં ફર્યો, તેથી મને ટાઢ વાય છે.
૨૦. ભગુ જ્યારે અગિયાર વાગ્યા, ત્યારે ગયો.
૨૧. જ્યારે તેના પર સંકટ આવી પડે, ત્યારે સામું થાય છે.
૨૨. જેમ જમીનની અંદર ખોદીએ, તેમ વધારે ગરમી માલૂમ પડે છે.
૨૩. માછલાં જેમ પાણીમાં તરે છે, તેમ પક્ષી પવનમાં તરે છે.
૨૪. જો પૃથ્વી ઉપરથી કોઇ પવન લઇ લે, તો બધું સુનકાર થઇ જાય.
૨૫. જેમ પવન પાતળો, તેમ તેમાં ગરમી ઓછી હોય છે.

## મનોયત્ન ૨ જું.

**નીચેનાં વાકયોને સંકોચી ક્રિયાવિશેષણરૂપી ઉપવાકયને બદલે શબ્દ કે શબ્દ સમુદાય ગોઠવી સાદાં વાકયો બનાવો.**

૧. તમે જ્યારે ત્રણ વાગે ત્યારે જજો.
૨. જ્યાં મ્યુનિસિપાલીટી હોય છે ત્યાં લોકોને ફાયદો છે.
૩. જ્યાં બહુ પાણીની વરાળ થાય છે ત્યાં બહુ વરસાદ પડે છે.
૪. તમે જ્યારે કાલે રાત્રે મેલટ્રેન આવે ત્યારે જશો.
૫. અંબુ જ્યારે મધરાત થઇ ત્યારે આવ્યો.
૬. જ્યાં ઘણું પાણી રહે છે ત્યાં વિશેષ ડાંગર પાકે છે.
૭. જ્યાં ઘણા સંચા હોય છે ત્યાં કાપડ સસ્તુ મળે છે.
૮. જ્યાં શાળાઓ સારી હોય છે ત્યાં છોકરા સુધરે છે.
૯. જ્યારે સુતાર આવશે ત્યારે કામ ચાલશે.
૧૦. જ્યાં ચોમાસામાં વરસાદ સારો પડે છે ત્યાં સુકાળ હોય છે.

---

## મનોયત્ન ૩ જું.

**નીચેનાં સાદાં વાકયોને વિસ્તારીને શબ્દ કે શબ્દ સમુદાયને બદલે ક્રિયાવિશેષણરૂપી ઉપવાકય મૂકી મિશ્રવાકયો બનાવો.**

૧. તમે હમણાં જજો.
૨. ઈંગ્લાંડમાં ટાઢ ઘણી પડે છે.
૩. સમીસાંજે તમે આવજો.
૪. તમે પ્રભાતમાં આવજો.
૫. ઇટાલીમાં જ્વાળામુખી પર્વત ફાટે છે.
૬. સહરામાં વરસાદ પડતો નથી.
૭. હામર્ફેસ્ટમાં બે માસનો દિવસ હોય છે.
૮. મુંબાઇમાં ઘણો વેપાર ચાલે છે.
૯. બાલમાં બહુ ઘણા પાકે છે.
૧૦. મોરીસમાં ખાંડ થાય છે.
૧૧. નાતાલમાં હાથીદાંત થાય છે.
૧૨. તમે કાલે જજો.
૧૩. તમે મધરાતે આવજો.
૧૪. દરીઆમાં મીઠું પાકે છે.

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. ક્રિયાવિશેષણરૂપી ઉપવાકય એટલે શું? ૨. તે શું શું કામ કરે છે? ૩. તેઓને ઓળખવાની શી શી નિશાનીઓ છે?

## પાઠ ૬ ઠો.

ક્રિયાવિશેષણરૂપી ઉપવાક્યનો આરંભમાં "જ્યાં" "જ્યારે" "જેમ" વગેરે શબ્દો આવે છે. અને તે પછીના મુખ્ય વાક્યની આરંભમાં "ત્યાં" "ત્યારે" "તેમ" વગેરે શબ્દો આવે છે. જે પ્રમાણે વિશેષણરૂપી વાક્યમાં 'જે" અધ્યાહાર રહે છે. તે જ પ્રમાણે ક્રિયાવિશેષણરૂપી વાક્યમાં "જે" માંથી નીકળેલાં ક્રિયાવિશેષણ જેમ, જ્યાંરથી, જ્યારનો, વગેરે અધ્યાહાર રહે છે, જેમકે, જેમ ફાવે તેમ કરો. એમાં "જેમ" હાજર છે.

ફાવે તેમ કરો. એમાં "જેમ" હાજર નથી.

ભગુ ગયો, ત્યારનો હું આવ્યોછું. એમાં "જ્યારનો" અધ્યાહાર છે.

તમો આવશો, તો હું આવીશ. એમાં "જો" અધ્યાહાર છે. અગીઆર વાગ્યા ત્યારે ભગુ આવ્યો. એમાં "જ્યારે" અધ્યાહાર છે.

---

## પાઠ ૭ મો.

### શબ્દ ઉપરથી શબ્દ સમુદાય, અને વાક્ય બનાવવાની રીત.

નામ ઉપરથી નામરૂપી શબ્દ સમુદાય અને નામરૂપી વાક્યઃ—

૧. ગુસ્સો ખોટો છે. (શબ્દ છે.)
૨. ગુસ્સે થવું ખોટું છે. (શબ્દ સમુદાય છે.)
૩. ગુસ્સો થાય છે તે ખોટું છે. (વાક્ય છે.)

**વિશેષણ ઉપરથી વિશેષણરૂપી શબ્દ સમુદાય અને વિશેષણરૂપી વાક્યઃ—**

૧. **સદ્દગુણી** માણસ માન પામે છે. (શબ્દ છે)
૨. **સદ્દગુણથી ભરેલો** માણસ માન પામે છે (શબ્દ સમુદાય છે)
૩. **જેનામાં સદ્દગુણ છે તે** માણસ માન પામે છે. (વાક્ય છે)

---

**ક્રિયાવિશેષણ ઉપરથી ક્રિયાવિશેષણરૂપી શબ્દ સમુદાય અને ક્રિયાવિશેષણરૂપી વાક્યઃ—**

૧. તે **જલદી** ચાલે છે. (શબ્દ છે)

२. તે **બહુ જલદીથી** ચાલે છે (શબ્દ સમુદાય છે)

૩. **જેમ જલદીથી ચાલનાર હોય** તેમ તે ચાલે છે. (વાક્ય છે.)

ઉપર પ્રમાણે શબ્દો લઇ શબ્દ સમુદાયો અને વાક્યો રચાવવાં.

---

## મનોયત્ન ૧ લું.

**નીચે લખેલા વાક્યોમાંના શબ્દોને બદલે શબ્દ સમુદાય વાપરી વાક્યો બનાવો?**

૧. **ક્રોધ** ખોટો છે.
૨. **ચંચળતા** સારી છે.
૩. **માયા** ખોટી છે.
૪. **સંતોષ** ઉત્તમ છે.
૫. **દયા** ઠીક છે.
૬. **ધીરજ** શ્રેષ્ઠ છે.
૭. **ચિંતા** નકામી છે.
૮. **મોહ** ખરાબ છે.
૯. **પ્રીતિ** સારી છે.
૧૦. **ગાયન** મધુર લાગે છે.
૧૧. **ઇન્સાફી** માણસ ન્યાય કરે છે.
૧૨. **ક્રોધી** માણસ નિંદવા લાયક છે.
૧૩. **દુર્ગુણી** માણસ આવે છે.
૧૪. **ઝડપથી** વાંચે છે.
૧૫. તે **ધીમાસથી** આવે છે.
૧૬. તે **ઉતાવળો** આવે છે.

---

## મનોયત્ન ૨ જું.

**નીચેનાં વાક્યોમાં વપરાયેલા શબ્દ સમુદાયોને બદલે પેટા વાક્યો વાપરી વાક્યો બનાવો?**

૧. **વિદ્યા ભણવી** જરૂરની છે.
૨. **લોભ કરવો** ખોટો છે.
૩. **આશા રાખવી** નિષ્ફળ છે.
૪. **પાણીમાં પડેલું** લુગડું આણ્યું.
૫. **ચિંતામાં પડેલો** માણસ આવેછે.
૬. **મેં બહુનમાં બેઠેલો** છોકરો જોયો.
૭. **દુર્ગુણ ભરેલો** છોકરો દોડે છે.
૮. **ગર્વાષ્ઠથી ભરેલો** મચ્છર ગણગણેછે.
૯. **મદથી ભરેલો** હાથી પકડાયો.
૧૦. તે **બહુ ઝડપથી** ચાલે છે.

## પાઠ ૮ મો.

**કેટલીક વખત મુખ્ય વાક્યના પેટામાં નામરૂપી પેટા વાક્યો જથાબંધ આવી શકે છે. જેમકે:—**

૧. "નીતિ પ્રમાણે રાજ્ય ચલાવવું; અનાથ દુઃખીઓનો આશ્રય થવો; ચોર, કપટી અને ખુન્નીઓને શિક્ષા આપવી; ધંધો, વેપાર તથા વિદ્યાભ્યાસની વૃદ્ધિ કરાવવી; લોકમાં સદાચારને વાસ્તે ખુલ્લો માર્ગ દેખાડવો; આસપાસનાં રાજ્યોમાં સુજશ મેળવવો; અને બધા પ્રકારથી પ્રજાનું સુખ વધારવું; **એતો ખરા વિવેકી રાજાનું કામ છે.**"

૨. "માબાપની મરજી પ્રમાણે ચાલવું; મહેતાજીની આજ્ઞા માનવી; વિદ્યાભ્યાસમાં સારી પેઠે લક્ષ આપવું; રમતમાં ઘણું ધ્યાન આપવું નહિ, અને સારાની સોબત કરવી; **એ છોકરાઓને કલ્યાણકારી આજ્ઞા છે.**"

**કેટલીક વખત મુખ્ય વાક્યના પેટામાં વિશેષણ રૂપી પેટા વાક્યો જથાબંધ આવી શકે છે. જેમકે:—**

૧. જેણે મારો કોમળ હાથ પકડયો; જેની સાથે ઘણાં વર્ષ આ સંસારમાં સુખમાં અથવા દુઃખમાં કાઢવાની આશા બાંધી; જેણે મને મનગમતાં લાડ લડાવ્યાં; જેણે આટલાં વર્ષમાં એક કડવો સુખન કહ્યો નથી; જે બહાર વાઘ જેવા ગણાતા, પણ મારી સાથે જેની વર્તણુંક ગરીબ ગાયના જેવી હતી; **તે આટલી નાની ઉમરમાં આવે અકાળ મોતે મારાથી રીસાઇ ગયા.**"

૨. "જે બૈરીઓને સાસરે અથવા પિયેરમાં દુઃખ હતું; જેઓના ધણી તેઓના કહ્યાસર નહિ હતા; જેઓને રંડાપો વહેલો આવશે એમ લાગતું હતું; જેઓને છોકરાં આવતાં, પણ જીવતાં નહિ; **તે સઘળાંને સતિમાએ આશિર્વાદ દીધો.**"

**કેટલીક વખત મુખ્ય વાક્યના પેટામાં ક્રિયાવિશેષણરૂપી પેટા વાક્યો જથાબંધ આવી શકે છે. જેમકે:—**

૧. "જેમ પાણી સુકાયા પછી માછલાં નાશી જાય છે; જેમ જુવાર કપાયા પછી હૈયા બીજે ઠેકાણે ઉડી જાય છે; જેમ ગોળ ખસેડયા પછી તેના ઉપર બમણતી માખી જતી રહે છે; **તેમ તે લીલા વનના સુડા, ઉગતા સૂરજને પૂજનારા, આવતાના બોલબાલા, તથા જતાનું મોં કાળુ કરનારા આ વખતે કોઇ માધવને ઘેર ફરકયાજ નહિ.**"

૨. જેમ કોઈ વખત દાસી રાણી બને છે; જેમ કોઇ વખત અકર્મી માણસ અમીર બને છે; જેમ કોઈ વખત ગાંગો તેલી માંગાસાહ બને છે; જેમ કોઇ વખત

ખાસદાર પ્રધાન બને છે; **તેમ ફરતા ફરતી છાંયડી છે.**

૩. જ્યાં કિન્ડરગાર્ટન પદ્ધતિ પ્રમાણે શિક્ષણ અપાતું હોય; જ્યાં નીતિ શીખવવા માટે દરરોજ બોધ કરવામાં આવતો હોય; જ્યાં શરીરની કેળવણી ઉપર પુરતુ લક્ષ આપવામાં આવતું હોય; જ્યાં બુદ્ધિની ખીલવણી માટે પદાર્થ પાઠો અપાતા હોય; **ત્યાં રત્ન જેવાં બાળકો નીવડી સંસારી હરકતો દૂર કરી શકે છે.**

જ્યાં ઘણી મુદતથી દુકાળ ચાલતો હોય; જ્યાં ઘણી મુદત સુધી પ્લેગ ચાલતો હોય; જ્યાં ઘણી મુદત સુધી તીડ પડતાં હોય; જ્યાં ઘણી મુદત સુધી લીલો દુકાળ પડતો હોય; **ત્યાં પ્રજાની ઘણી ખરાબ અવસ્થા થાય છે, અને લોકનો ભાવ ઉતરી જાય છે.**

જ્યારે હું ઉઠીને પાઠ વાંચું છું; જ્યારે હું સ્નાન કરી જમવા બેસું છું; જ્યારે હું બાગમાં ફરવા જાઉં છું; જ્યારે હું દશવાગે સુવા જાઉં છું; ત્યારે બબે વખત ઇશ્વરનું સ્મરણ કરૂં છું.



# ધોરણ ૭ મું.

## પાઠ ૧ લો.

### સંયુકત વાકયો.

સંયુક્ત વાકયોની અંદર જે મુખ્ય વાકયો આવે છે તેને સહગામી (સાથે જનારાં) વાકય કહે છે. સહગામી વાકયો વચ્ચે ચાર જાતનો સમ્બન્ધ હોય છે.

૧. મણુ અમદાવાદ જાય છે અને મધુ ગોધરે જાય છે.
૨. કોઇપર જૂલમ કરવો નહિ ને કોઇનું ભૂંડું બોલવું નહિ.
૩. હું ગોમતીમાં નાહ્યો, તથા રણછોડજીનાં દર્શન કર્યાં.
૪. તે ઉધમી છે વળી બુદ્ધિશાળી છે.
} સંયોજક સમ્બન્ધ.

૧. મેં તેને બોલાવ્યો પણ આવ્યો નહિ.
૨. માસ્તરે સોટી મારી નહિ પણ ઉગામી.
૩. તે લખાવે છે પણ હું લખનાર નથી.
૪. તે હોશિયાર છે પણ તેનામાં હિંમત નથી.
૫. તે બોલાવે છે પણ હું જનાર નથી.
} વિરોધક સમ્બન્ધ

૧. તમે આવજો અથવા મોતીલાલને મોકલજો.
૨. તમે આવો કે કોઇને મોકલો.
} વૈકલ્પિક સમ્બન્ધ.

૧. હું જવાનો છું માટે મારી છત્રી આપી જજો.
૨. હું નહિ આવું કેમકે અમદાવાદ જવાનો છું.
૩. હું સુખી છું કારણ કે મને ઘણો નફો મળ્યો.
} કાર્યકારણ વાચક સમ્બન્ધ.

આ ચાર જાતના સમ્બન્ધ તરીકે કયા કયા અવ્યયો વપરાય છે તે ઉપરનાં વાકયો તપાસવાથી માલુમ પડશે.

---

## મનોયત્ન ૧ લું.

**નીચેનાં વાકયોનું પૃથકકરણ કરો અને તેનો સમ્બન્ધ કયા પ્રકારનો છે? તે બતાવો.**

૧. છરા તણો છેદ ઉપાય સૂઝે, કુવાકયનો કાપ કદી ન રૂઝે.
૨. સેજ તમાશ વિના સૂતો નહિ ને કરતો હુન્નર હુન્નર.
૩. હરિ હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી.
૪. આપ રળેલું ખાય, બાપથી કરે સવાયું.
૫. પીળો પણ ચોપટ નહિ, કાળો પણ નહિ નાગ.

૭. પાંખો પણ પંખી નહિ, ઉડે પણ નહિ નાગ.
૮. કનક ન થાય કથીર કથીર કનક ન કહાવે.
૮. નામ તો પાડે હેતે હરિ, બાળપણામાં જાયે મરી.
૯. તમે જજો અથવા મણુને મોકલજો.
૧૦. સાહેબ આવવાના છે માટે તમે વહેલા આવજો.
૧૧. હું વાંચવાનો છું કેમકે મને ઇતિહાસ આવડતો નથી.
૧૨. હું કાલે અમદાવાદ જવાનો છું કેમકે મારા મામા માંદા છે.
૧૩. ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર.
૧૪. કાંકે પ્રભુ પળપળતણા જુઓ શુભ બનાવ.
૧૫. તમે મને સવારમાં મળજો કેમકે હું નવાનગર જવાનો છું.
૧૬. તમે જજો અગર મોતીલાલને મોકલજો.

---

## મનોયત્ન ૨ જું.

સંયોજક સમ્બન્ધ આવે એવાં પંદર વાક્યો રચો ?

---

## મનોયત્ન ૩ જું.

વિરોધક સમ્બન્ધ આવે એવાં પંદર વાક્યો રચો ?

---

## મનોયત્ન ૪ થું.

વૈકલ્પિક સમ્બન્ધ આવે એવાં બાર વાક્યો રચો ?

---

## મનોયત્ન ૫ મું.

કાર્ય કારણ વાચક સમ્બન્ધ આવે એવાં પાંચ વાક્યો રચો ?

---

### પરીક્ષાના પ્રશ્ન.

૧. સંયોજકસમ્બન્ધમાં કયા કયા અવ્યયો વપરાય છે ?
૨. વિરોધક, વૈકલ્પિક, અને કાર્ય કારણ વાચક સમ્બન્ધમાં કયા કયા અવ્યયો આવેછે?

## પાઠ ૨ જો.

સંયુક્ત વાકયમાં સહગામી મુખ્ય વાકયો આવે છે, તે મુખ્ય વાકયોના પેટામાં કોઈ વખતે ઉપવાકયો પણ આવે છે; છતાં આખું વાકય સંયુક્ત ગણાય છે.

**૧. જ્યારે ભગુ ગામ ગયો ત્યારે ચંદુ આવ્યો અને ભણવાનું કામ શરૂ કર્યું.**

**૨. જે ચંદુલાલને તમે ઓળખો છો તે આવે છે અને જે મોતીલાલ માંદા હતા તે સાજા થયા.**

ઘણીખરી જગ્યાએ ઉભયાન્વયી અવ્યયો વાકયોને સાંધે છે. જ્યાં શબ્દના જથાને સાંધે છે, ત્યાં પણ ટૂંકાવેલાં વાકયો જણાય છે. " ચંદુ ચાર કેળાં અને ચાર જમરૂખ લાવ્યો." અહીં ખરું જોતાં બે વાકયો છે. " ચંદુ ચાર કેળાં લાવ્યો " અને " ચંદુ ચાર જમરૂખ લાવ્યો " " ચાર અને ચાર એકઠા થવાથી આઠ થાય છે " એમાં ઉભયાન્વયી અવ્યયથી બે શબ્દોજ સંધાય છે.

કેટલીક વખત સંયુક્ત વાકયને સંકોચવાથી તેનું સાદું વાક્ય પણ બની શકે છે.

હું એક પૈસો **લાવીશ અને** તેની રેવડી લઈશ.

એને બદલે

હું એક પૈસો **લાવીને** તેની રેવડી લઇશ.

૧. હું અને અંબુ સુતા.

૨. મેં નહિ પણ તેણે અંબુને કહ્યું.

૩. મેં તેને બોલાવ્યો અને માર્યો.

૪. ક્રૂર અને જંગલી માણસનો વિશ્વાસ રાખવો નહિ.

૫, હું સારી રીતે ભણ્યો અને ગણ્યો.

૬. હું સારી ટોપી અને કોટ લઉં છું.

૭. હું કેશવલાલને, અંબુને, અને ભગુને ઓળખું છું.

ઉપરનાં વાકયો સંકુચિત છે તેમાં પહેલા વાકયમાં વિધાનપક્ષ ખેવડાય છે; જેમકે, હું સુતો અને અંબુ સુતો.

બીજા વાકયમાં એમાં કર્મ અને ક્રિયાપદ બેવડાય છે. જેમકે, મેં અંબુને કહ્યું નહિ પણ તેણે અંબુને કહ્યું. ત્રીજા વાકયમાં કર્ત્તા અને કર્મ બેવડાય છે. જેમકે, મેં તેને બોલાવ્યો અને મેં તેને બોલાવ્યો અને મેં તેને માર્યો. ચોથા વાકયમાં " માણસનો વિશ્વાસ રાખવો નહિ " એ બેવડાય છે.

પાંચમા વાકયમાં " સારી રીતે " એ ક્રિયાવિશેષણ બેવડાય છે.

છઠ્ઠા વાકયમાં કર્ત્તા, કર્ત્તા, કર્મનો વધારો અને ક્રિયાપદ બેવડાય છે.

સાતમા વાક્યમાં એક કરતાં વધારે કર્મ છે, અને કર્ત્તા તથા ક્રિયાપદ બેવડાય છે. ૪, ૬, ૭, આ વાકયોને કેટલાક સાદાં વાકયો ગણે છે.

## મનોયત્ન ૧ લું.

**નીચેનાં સંયુક્ત વાકયો સંકોચી તેનાં સાદાં વાકયો બનાવો.**

૧. હું ઘેરથી બે પૈસા લાવીશ અને તેનાં જામરૂખ લઇશ.
૨. તમે ત્રણ વાગે અમદાવાદ જજો અને સાંજે પાછા આવજો.
૩. એક ગાડી અમદાવાદથી ઉપડી અને મુંબાઈ તરફ ગઈ.
૪. હું સવારમાં ઉઠું છું અને તરત કારખાને જાઉંછું.
૫. હું દરરોજ અગીઆર વાગે જમું છું અને તરત વાંચવા બેસું છું.

---

## મનોયત્ન ૨ જું.

**નીચેનાં સાદાં વાકયનાં સંયુક્ત વાકયો રચો.**

૧. હું ચાર રૂપિયા કમાઇને તેની ચોપડીઓ લાવીશ,
૨. અમે સવારમાં નહાઇને તરત દર્શન વાસ્તે જઇએ છીએ.
૩. અમે સવારમાં અમદાવાદ જઇને સાંજે પાછા આવ્યા.
૪. હું હમેશાં ચાહ પીને વાંચવાનું શરૂ કરૂંછું.
૫. હુ સોમવારે ડાકોર જઇને મંગળવારે પાછો આવીશ.

---

## મનોયત્ન ૩ જું.

**નીચેનાં સંકુચિત વાકયોનાં સયુકત વાકયો બનાવો.**

૧. તમે અને ભગુ જજો.
૨. મેં નહિ પણ અંબુએ ગાયને મારી.
૩. મેં તેને ઓળખ્યો અને બોલાવ્યો.
૪. ધોબી સારી રીતે લુગડાં ધુએ છે અને સૂકવે છે.
૫. નઠારા અને ક્રેફી માણુસની સોબત કરવી નહિ.
૬. રાજા, કુંવર, અને પ્રધાન ફરવા ગયા.
૭. લલ્લુ આવ્યો, જમ્યો, ને ફરવા ગયો.
૮. હું ટોપી, મોજાં, અને લાકડી ખોળુંછું.
૯. તમાકુ ખાવાની, પીવાની, અને સુંઘવાની થાય છે.
૧૦. ખોરાક, પાણી અને હવાથી માણુસ જીવે છે.

---

## મનોયત્ન ૪ થું.

### નીચેનાં સંયુક્ત વાક્યોનાં સંકુચિત વાક્યો બનાવો.

૧. હું જકુસું અને અંબુ જાય છે.
૨. મેં તેને ઓળખ્યો નહિ પણ અંબુએ તેને ઓળખ્યો.
૩. ખોરાકથી માણસ જીવે છે અને પાણીવડે માણસ જીવે છે.
૪. હું ચોપડી લાવ્યો અને કલમ લાવ્યો.
૫. લલ્લુ આવ્યો અને લલ્લુ બેઠો અને લલ્લુ સૂતો.
૬. કુંવર ફરવા ગયા અને રાજા ફરવા ગયા.
૭. મોચી જોડા સારી રીતે શીવે છે અને મોચી સારી રીતે વેચે છે.

---

### વાક્ય પૃથકકરણના નિયમ.

૧. સંયુક્ત વાક્યના પેટામાં આવેલાં સહગામી વાક્યો જુદાં પાડવાં, અને તેમના સંબંધમાં વપરાએલા અવ્યયો કેવો સંબંધ બતાવે છે. તે પણ જણાવવું.

૨. મિશ્ર વાક્યમાં આવેલું મુખ્ય વાક્ય અને ઉપવાક્યો જુદાં પાડી તેમનો સંબંધ જણાવવો.

૩. દરેક સાદા વાક્યમાં અથવા ૧–૨ નિયમ પ્રમાણે છુટા પાડેલા વાક્યમાં કર્તા, કર્મ અને વિધાનપક્ષ જુદાં પાડવાં.

૪. કર્તા, કર્મ અને વિધાનપક્ષ સાથે સંબંધ રાખનારા શબ્દો અને શબ્દ સમુદાયોને છુટા પાડી તેઓ શું શું કામ કરે છે, તે જણાવવું.

૫. દરેક શબ્દ વાક્યમાં કોની કોની સાથે સંબંધ રાખે છે, અને વાક્યમાં શું શું કામ કરે છે તે પાછળ બતાવેલા નમુના મુજબ બતાવવું.

### સાદાં, મિશ્ર અને સંયુક્ત વાક્યોની પૃથક્કરણ કરવાની રીત.

૧. ઈંગ્લાંડના મહેનતુ છોકરા પોતાનું દરેક કામ હિંમતથી ઝટ કરી શકે છે.
૨. મણીલાલના ધાડા સ્નેહને લીધે ચીમનલાલ દશ માઇલ દૂરથી પગે ચાલીને વેળાસર આવી પહોચે છે.
૩. ગાલ જાતના જંગલી લોકો ઉત્તર તરફથી આવીને ગ્રીસ ઉપર હુમલો કરતા.
૪. મકદુનિયાના પાદશાહ સિકંદરે પોતાનું રાજ્ય ઉગમણા મૂલકોમાં ફેલાવ્યું.

| | કર્તાનો વધારો. | કર્તા. | કર્મનો વધારો. | કર્મ. | વિધાનપક્ષનો વધારો. | વિધાન પક્ષ. | સંયોજક. |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | ઇંગ્લાંડના મેહનતુ. | છોકરા. | પોતાનું દરેક. | કામ. | હિંમતથી ઝટ. | કરી શકે-છે. | ૦ |
| ૨. | ૦ | ચીમન લાલ. | ૦ | ૦ | મણીલાલના ઘોડા ગાડીને લીધે દશ માઇલ દૂરથી પગે ચાલીને વખાસર | આવી પહોંચેછે. | ૦ |
| ૩. | ગાલ જાતના | લોકો. | ૦ | હુમલો. | ઉત્તર તરફથી આ-વીને ગ્રીસ ઉપર. | કરતા. | ૦ |
| ૪. | મકદુનિયાના પાદશાહ. | સિકંદરે. | પોતાનું. | રાજ્ય. | ઉગમણા મૂલકોમાં. | ફેલાવ્યું | ૦ |

૫

**अ.** બદ્રુકનો ભાઇ બોલ્યો
**ब.** કે જ્યારે મને ચોપડી લાવી આપશો
**क.** ત્યારે હું ભાગુંવા જઇશ.

**ब.** તથા **क** નું મુખ્ય વાક્ય.
**क** નું ક્રિયાવિશેષણિક ઉપવાક્ય.
**ब** નું મુખ્ય વાક્ય. **ब** તથા **क** મળીને **अ** નાં કર્મ તરીકેનાં વાક્ય.

૬

**अ.** લોકોમાં એવી કહેવત ચાલે છે
**ब** કે જે માણસ જેવું વાવે
**क.** તે માણસ તેવું લણે.

**ब** તથા **क** નું મુખ્ય વાક્ય.
**क** નું વિશેષણિક પેટા વાક્ય
**ब** નું મુખ્ય વાક્ય. **ब** તથા **क** મળીને **अ** નાં પેટા વાક્ય.

૭

**अ.** એક વખત એક ગામમાં ધાડ પડી
**ब.** ત્યારે ગામના બાયલા લોક નાશી ગયા
**क.** પણ એક શખ્સ હિંમતથી લઢ્યો
**ड.** ને ચોરને નશાડી મૂક્યા.

**ब** નું ક્રિયાવિશેષણિક પેટા વાક્ય.
**अ** નું મુખ્ય વાક્ય અને **क** નું સહગામી.
**ब** તથા **ड** નું સહગામી વાક્ય.
**क** નું સહગામી વાક્ય.

૮

अ. જ્યારે મીયાંજીને ખબર પડી
ब કે મને અફઝલખાં ગાંઠતો નથી
क અને મરાઠાને ઘણું દુઃખ દે છે
ड. જ્યાં અફઝલખાંનો મુકામ હતો
इ. ત્યારે ત્યાં જઈ તેણે એવો ઉપાય કરવા માંડ્યો
फ અફઝલખાંનનું જેથી મૂળ કઢાય.

इ નું ક્રિયાવિશેષણિક. ब અને क નું મુખ્ય
अ નું નામ રૂપ વાક્ય. क નું સહગામી,
ब નું સહગામી અને अ નું નામ રૂપવાક્ય
इ નું ક્રિયાવિશેષણિક વાક્ય.
अ, ड અને फ નું મુખ્ય વાક્ય.
इ નું વિશેષણિક વાક્ય.

ઉપરનાં ૧. ૨, ૩, ૪ વાક્યોના પૃથક્કરણના નમુના મુજબ ૫, ૬, ૭ અને ૮ વાક્યના કકડાઓનું પૃથક્કરણ કરવું.

